જયજીનેંદ્ર.

શ્રી

# જૈનોદય સંગીત શ્રેણી.

પ્રયોજક અને છપાવી પ્રસિદ્ધ કર્તા,

**વઢવાણ નિવાસી સંઘવી જીવણલાલ છગનલાલ.**

દરિયાપુરી. સ્થા. જૈનશાળાના માસ્તર—વીરમગામ.

( દોહરો )

સંગીત શ્રેણી હર્ષથી, વાંચો સહુ નર નાર;
કાર્ય સફળ થાયે સદા, મળે મોક્ષનું દ્વાર.

પ્રથમાવૃત્તિ પ્રત ૭૫૦

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

કીંમત ૦-૪-૦. પોસ્ટેજ જુદું.

“Life is real, Life earnest,
And the grave is not its goal
Art is long and time is fleeting
Let us then, be up and doing.”

### શાર્દૂલ.

છે આ જીવિત હેતુ યુક્ત જગમાં, ને તત્વથી પૂર્ણ છે,
મૃત્યું એ નથી અંત જીવન તણો, એ સત્યનું મૂળ છે;
છે ઝાઝાં અહીં કાર્ય મિત્ર કરવા, ને છે સમો અલ્પ આ,
ઉઠો, ઉઠો, ઝટ ઝપટથી, કાર્ય નિમગ્ન થાવા—

શ્રાવક.

# અર્પણપત્રિકા.

પુણ્ય પ્રભાવિક સ્વધર્મ નિષ્ટ

**રા. રા શેઠ ટોકરશી છગનલાલ,**

હા. કાળીદાસ પીતાંબરભાઈ—વીરમગામ.

ધાર્મિક ધીરવીર મહાશય !

આપની સ્વધર્મપ્રતિ અત્યંત લાગણી, ધાર્મિક કાર્યોમાં અતિ ઉત્સાહ, કેળવણીના પ્રચારમાં સ્હાય આપવાની ઉત્કંઠા, જૈનોદય માટેની ઉત્તમ યોજના, ધર્મોન્નતિની અનહદ અભિલાષા, અને નૂતન ગ્રંથકારોને ઉત્તેજન આપવાની ઉદારતા વિગેરે આપના અનેક ઉજ્જવળ ગુણોથી આકર્ષાઈ સદરહુ પુસ્તક આપના સુશોભિત હસ્તકમળમાં કૃતજ્ઞતા તથા પ્રસન્નતાપૂર્વક આપને જ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

માહા શુદિ ૩ | લી. આપનો કૃપાકાંક્ષી,
દિક્ષામહોત્સવ | **જીવણલાલ છગનલાલ સંઘવી.**
૧૯૭૫

## મંગળાચરણ.

### શાર્દૂલવિક્રીડિત.

वीरः सर्व सुरा सुरेंद्र महितो वीरं बुधाः संश्रिताः ।
वीरेणा भिहतः स्वकर्म निचयो वीराय नित्यं नमः ॥
वीरात्तीर्थ मिदं प्रवृत्त मतुलं वीरस्य घोरं तपो ।
वीरेश्री धृति कीर्ति कांति निचयः श्री वीरभद्रं दिश ॥१॥
अर्हंतो भगवंत इन्द्रमहिताः सिद्धाश्च सिद्धि स्थिताः ।
आचार्या जिनशासनोन्नतिकराः पुज्या उपाध्यायकाः ।
श्री सिद्धांत सुपाठका मुनिवरा रत्नत्रया राधकाः ।
पंचैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मंगलम् ॥२॥

---

## અથ શ્રી વિદ્યાશાળા વર્ણન કાવ્ય.

### સ્રગ્ધરાવૃત્તમ

विद्याशाला विशाला प्रबलतर मुतैर्वृद्धजाड्या पहारि ।
विद्वद्भिर्माननीया जिनपद दिभवैर्धर्म संपादनाय ॥
सद्धर्मोत्र प्रभूणा प्रतिदिन मनिशंदर्शनं वंदनं ये ।
कुर्वन्त्यु चैः समाजस्व विभव कुशलाथोमिथः श्रावकेयाः॥१॥

# ગુરૂ વંદન અને સ્તુતિ.

( હરીગિત. )

ગુણિયલ ગુરૂ હું વીનવું, દ્વીકર જોડી આપને,
કૃપા કરી કિંકર પ્રતિ, સ્વીકારજો મમ અર્જને;
ઉદ્ધાર કર્તા! હે મુનિ! ત્વન્નામ નિશદિન ઉચરૂં,
**ઉત્તમ મુનીશ્વર**! આપને હું, પ્રેમથી વંદન કરૂં. ૧

શિશુ જ્ઞાન લેવા જૈનશાળા, સ્થાપી છે સદ્દભાવથી;
ઉપકાર કરીયો બાળપર વાત્સલ્યતા ધરી વ્હાલથી;
પુરા પ્રતાપી આપ છો, સહુ જીવને સુખ કરૂં;
**ઉત્તમ મુનીશ્વર**! આપને હું, પ્રેમથી વંદન કરૂં. ૨

**મુલચંદજી** મુનિ મહા ગુણવાન આપ સમીપ છે,
વાણી સુધા સમ જેમની, સહુ જનને અતિ પ્રિય છે;
સિદ્ધાંત ને સૂત્રો તણું, બહુ જ્ઞાન લીધું છે ખરૂં;
**ઉત્તમ મુનીશ્વર**! આપને, હું પ્રેમથી વંદન કરૂં. ૩

તસ શિષ્ય **છોટાલાલજી**, સદગુણના શણગાર છે;
વિનય અને વિવેકથી, ભણવા ઉપર બહુ પ્યાર છે.
શાંતિ ક્ષમા ગ્રહીને સદા, નીજ નામ દીપે ઉજળું;
**ઉત્તમ મુનીશ્વર**! આપને, હું પ્રેમથી વંદન કરૂં. ૪

**મુનીલાલજી** સ્વામી સદા શુભ જ્ઞાનના ધરનાર છે;
સંસ્કૃત અને વળી અવર ભાષા, પ્રેમથી ભણનાર છે.
સાહિત્ય (મય) જીવન ગાળવા, શુભ કાર્ય સ્નેહે આદર્યું,
**ઉત્તમ મુનીશ્વર**! આપને, હું પ્રેમથી વંદન કરૂં. ૫

નિજ **જીવનને** સુધારવા, ઉપકાર .કરતાં પ્રીતથી;
પુસ્તક તણા (મમ) પ્રયાસમાં, આપી મદદ આપે ઘણી.
દર્શન ફરી કરવા તણી, શુભ આશ અંતરમાં ધરૂં;
**ઉત્તમ મુનીશ્વર**! આપને, હું પ્રેમથી વંદન કરૂં. ૬

કાર્તિક શુદી પૂર્ણિમા.
ચાતુર્માસ ૧૯૭૫.

લી૦
આપનો ચરણરજ કિંકર.
જીવનના શિરો નમન.

# પ્રસ્તાવના.

પ્રિય વાચક વૃંદ ! આ જૈનોદય સંગીત શ્રેણી નામનું લઘુ પુસ્તક આપના હસ્તકમળમાં મુકવા ઘણા લાંબા વખતથી મારા હૃદયમાં અધ્યવસાયો ઉપસ્થિત થતા હતા. પણ કેટલીક અડચણોને લીધે આજ સુધી પ્રસિદ્ધ થવા પામ્યું ન હતું. આ સાલમાં મહા પુરૂષ શ્રી મોટા ઉત્તમચંદજી સ્વામિ તથા વિદ્વાન વક્તા મુનિ શ્રી મુળચંદજી સ્વામિ આદિ ઠાણા ચારનું ચાતુર્માસ થવાથી ધર્મની વૃદ્ધિ ઘણી સારી થઈ અને હું મારા ઇચ્છિત કાર્યમાં ફત્તેહ મેળવી આ પુસ્તક પહેલ વહેલું આપની સમક્ષ રજુ કરવાને ભાગ્યશાળી નિવડયો છું.

આ પુસ્તકમાં જૈનશાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થી અને બાળાઓએ પ્રસંગોપાત્ત ગાવા લાયક સંગીતો, વિદ્યાર્થીઓએ પાળવાના નિયમો, આત્મોપદેશ, હંમેશાં યાદ કરવા યોગ્ય સોનેરી શીખામણો, ગમત સાથે જ્ઞાન મળે તેવા સંવાદો, રેસીટેશનો, બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધ વિવાહ, કજોડાં કષ્ટ, રડવા કુટવાના હાનિકારક અઘટિત રિવાજોથી થતા ગેર ફાયદા વિગેરે ઘણા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. વળી :સત્સંગ, કેળવણી, સ્વધર્મ સેવા વિગેરે ઉપયોગી વિષયો ઉપર વિવેચન કરવા સાથે "અહિંસા પરમો ધર્મઃ" ની સત્યતા માટે દાખલા દલીલો આપી માંસાહારથી થતા ગેરફાયદા રજુ કર્યા છે. આ પુસ્તક દરેક જૈન બંધુને સ્વધર્મનો ઉદય કરવાનું સુચવે છે. ઉત્તમ સંગીતો હૃદયની ઉચ્ચ મનોવૃત્તિઓને જાગૃત કરી સ્વધર્મ પ્રત્યેની લાગણી દૃઢ બનાવે

છે. આવા સંગીત વિષયના સંસ્કારો બાળકોના મન પર પાડવાથી તેઓ વધારે શિક્ષણ લેવા ખુશી થશે, અને ગમ્મત સાથે જ્ઞાન મેળવી ઉત્તમ ગુણો સંપાદન કરશે.

આ પુસ્તક વાંચી વાચક મહાશયો પોતાના ધર્મનો ઉદય કરવા તન મન ધનથી પ્રયાસ કરશે તો સેવક પોતાનો શ્રમ સફળ થયો ગણશે. ઘણાં પંડિત મુનિઓના તથા અન્ય મહાશયોના વિદ્વતા ભરેલાં કાવ્યો દાખલ કરવામાં આવ્યા છે. તે માટે તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનવામાં આવે છે.

આ પુસ્તક તૈયાર કરવામાં, હેન્ડબીલો છપાવવામાં તથા બીજા ઘણાંએક કામમાં મારા પરમ હિતેચ્છુ સાયલા નિવાસી માસ્તર જીવરાજ નીમચંદ સાયલાકરે (હાલ અમદાવાદ) મને ઘણીજ સારી મદદ આપી છે. તેથી તેઓ સાહેબના આભાર માનવાની આ તક હાથ ધરૂં છું.

લી. શ્રી સંઘનો નમ્ર સેવક,

**માસ્તર જીવણલાલ છગનલાલ સંઘવી.**

# જૈનોદય સંગીત શ્રેણી.

## વિભાગ પહેલો.

### જૈન વિદ્યાર્થીઓ માટે પ્રાતઃ સ્તુતિ.

૧ ઝુલણા છંદ.

માગીએ વીરજીન નિત્ય વંદન કરી,
અરજ આ બાળની ઉર ઉતારો;
થાય આનંદ સર્વત્ર સુસ્થાનમાં,
જૈન જ્યોતિ મહા, જગ પ્રસારો. ૧
આપો સદ્બુદ્ધિને શુદ્ધિ સત્કર્મની,
નવીન ઉર શૌર્યને ધૈર્ય આપો;
દેહ અભિમાનને તિમિર અજ્ઞાનને,
દીનનાં દુઃખ દારિદ્ર કાપો. ૨
આધિ વ્યાધિ સહુ, દૂર કરી સર્વદા,
શાંતિ આરોગ્ય સુખ સર્વ આપો;
ન્યાય નીતિ વિષે પ્રેમ વિકસાવીને,
ધર્મ સેવા વિષે આત્મ સ્થાપો. ૩

વિજય નિજ ધર્મનો, ઐક્યતાથી કરી,
વીરશાસન તણા ગુણ ગજાવો;
કીર્તિ સુસંપથી, જગત પ્રસરાવીને,
જીવન નર જન્મનું સફળ થાઓ. ૪

---

## ૨ પ્રભુ સ્તુતિ—( પ્રિયતમ પ્રભુ એ રાગ )

મહાવીર પ્રભુ અર્જ ઉર ધારજો, શુભ ઉર્મી હૃદયે ઉભરાવજો, મહા૦
મહદ્બુદ્ધિ અમ અંતર સ્થાપી. જ્ઞાન વિમળ વિકસાવજો; મહાવીર૦
સત્યતાની પ્રભુ છાપ અંતરમાં, મત્વર સ્નેહે છાપજો; મહાવીર૦
શાંતિ, ક્ષમા, વિનય વીકસાવી, સદ્ગુણ ઉર ઠસાવજો. મહાવીર૦
શુદ્ધ ગુણોની નિર્મળ ભક્તિ, રગરગ અંતર વ્યાપજો, મહાવીર૦
ભવસાગરથી પાર ઉતારી, અમ જીવન ઉદ્ધારજો. મહાવીર૦

---

## ૩ ધનવાનને અરજ—( છે જન પાલક એ ઢબ. )

ધનવાન દાન દીનને કરજો, શુભ સહાય આપી દુઃખડાં હરજો;
ધનવાન૦ એ ટેક૦

દુઃખ થકી દીન બહુ રિબાયે, સુખ અંતરમાં કદી ન થાયે;
સહાય આપી સ્નેહે સદાયે, આનંદમાં નિશ દિન ફરજો,
હાંરે આનંદમાં—ધનવાન૦ ૧

દાન સદા દુઃખીયાંને આપી, કષ્ટો સર્વે તેનાં કાપી;
શાસન વીરનો શ્રેષ્ટજ સ્થાપી, ધર્મ તણો ઉદય કરજો;
હાંરે ધર્મ તણો—ધનવાન૦ ૨

હૃદય આપણો એહથી થાય, વીર તણા શુભ ગુણ ગવાય;
જીવન જગમાં શ્રેષ્ટ જણાય, ધ્યાન વિષે વચનો ધરજો;
હાંરે ધ્યાન વિષે—ધનવાન૦ ૩

---

### ૪ સભા વિસર્જન સંતોષ—( રાગ કલ્યાણ. )

પ્રેમી સભાજનો, સહુ સુણજો તમો; આપના પધારવાથી,
આજ ખુશી અમો—પ્રેમી. ટે૦

પ્રેમ ધરીને આપે દીધું, વિદ્યા ઉત્તેજન;
બાળકોને બાળાઓનાં, ખુશી કીધાં મન—પ્રેમી૦ ૧
સ્થાન તરફ બહુ મ્હેર કરીને, પધાર્યા સજ્જન;
અરજ અમારી ઉરમાં ધારી, દેશો ફરી દર્શન—પ્રેમી૦ ૨
પ્રેમરૂપી શુભ પુષ્પો તણું, આપી અતિશે માન;
શાળા તણા આ બાળકો સૌ, કરીયે છીયે પ્રણામ—પ્રેમી૦ ૩
સ્થાન આ ઉત્તમ કરવાને, પ્રેરો તન મન ધન;
સ્હાય આ શાળાને આપી, કરો શુભ જીવન—પ્રેમી૦ ૪

---

### ૫ સમાજ પ્રત્યે અભ્યર્થના.—( હરિગીત છંદ. )

શ્રી સંઘને નમીયે અમો, શુભ અર્જને સ્વીકારશો,
દયા અને શાંતિ સદા, ઉત્કર્ષથી દરશાવશો;
રીત રૂડી રાખી અંતરે, સદ્દગુણને સુહાવશો,
આત્મા તણા ઉદ્દેશને, ઉચ્ચત્વ માંહે આણશો. ૧
પુણ્યો તણી પ્રણાલિકાઓ, પ્રેમથી પ્રગટાવશો;
રીતિ સદા સુનીતિની, શુભ ધ્યાનથી સજાવશો.

જૈન જ્યોતિ પ્રબળ કરવા, ધ્યાન શુભ અજમાવશો;
નરવીર ધીર ગંભિર બની, શાસન વિજય વરતાવશો. ૨
શાળા તણો ઉદય અને ઉદ્યોત અધિક વરસાવશો,
લાભ લક્ષ જીવન તણો, સ્વાનંદ બંદર આવશો;
નોધારને આધાર બની, શુભ ધર્મ પગલે લાવશો.
ઉદય પ્રતિદિન થાય એવી, ભાવના શુભ ભાવશો. ૩

---

## ૬ જીવન મુક્તિ.

આપણે જીવ દયા પ્રતિપાળ, ધરવું ધર્મ ઉપર બહુ વ્હાલ;
સેવી જૈનોની સંભાળ આપણે.

સર્વ સ્થળે ધર્મ સ્થાન કરીને, આપો જ્ઞાન અમાપ;
ધર્મ તણો ઉદ્યોત કરીને, ત્યાગો સર્વે પાપ આપણે. ૧
જીનશાસન બહુ દ્રઢ બનાવી, વિચરો આનંદ માલ;
પ્રતિક્રમણ શુભ ભાવે કરીને, ગ્રહો ધર્મની બાંગ. આપણે૦ ૨
દયા ક્ષમાની જ્યોતિ જગાવી, કરો સફળ સંસાર;
દાન શિયળ તપ ભાવના એ છે, મોક્ષ તણા દાતાર. આપણે૦ ૩
જીવન૦

---

## ૭ કરો પરમાર્થનાં કાર્યો—(ગઝલ.)

સદા પરમાર્થમાં રાચી, વિદારો દુઃખડાં દીનનાં;
નિહાળી અન્યનાં કષ્ટો, કરો પરમાર્થનાં કાર્યો. ૧
દ્યો આશ્રય અનાથોને, ગ્રહીને પ્રેમ સર્વેનો;
કરીને સહાય સ્નેહથી, કરો પરમાર્થનાં કાર્યો. ૨

અહી આતપ તન મનથી, સ્વધર્મની કરો સેવા;
ધરીને પ્રેમ અંતરમાં, કરો પરમાર્થનાં કાર્યો. ૩
તજી તિમિર ખંતેથી કરો પ્રવેશ પ્રભા વધે;
સજાવા શુભ આ શાસન, કરો પરમાર્થનાં કાર્યો. ૪
તજી આલસ્ય અંતરથી, બનો ઉદાર દાતાઓ;
સદા જીવન સફળ કરવા, કરો પરમાર્થનાં કાર્યો. ૫

---

૮ **પ્રભુ મહત્વતા અને સમાજ સુધારો. (ગઝલ, કવાલી.)**

પ્રભુ તું પર્મ ઉપગાની, અમારાં અર્જ ઉર ધારો;
વિનંતિ આજ સ્વીકારી, અમારી અર્જ ઉર ધારો.
અનંતા ગુણ છે જેમાં ગણંતા પાર તે નાવે;
અતિ અગમ્ય છે ત્હારી, અમોને કોણ સમજાવે.
પ્રભુ તુજ કીર્તિને સુણી, અમારૂં દીલ રંજે છે;
નિરંજન નામ રટવાને, હૃદય હમેશ ઉલસે છે.
પ્રભુ અજ્ઞાનને ટાળી સુખદશાંતિ સદા કરજે;
કરી ઉદય અંતરનો, અશુભ સૌ પાપને હરજે.
નિવારી કલેશને કજીયા, અમારી જ્ઞાતિ માંહેથી;
સદા શુભ સંપમાં રાચે, સહુ સમાજ સ્નેહેથી
ઉતારી પ્રેમ પ્યાલાનો, કરે પરમાર્થ પ્રીતેથી;
ક્ષણિક સુખો તજી તનનાં, અહે આનંદ ચિત્તેથી.
અરજ આ ઉરમાં ધારી, સદા સહુ વિઘ્નને હરજે;
કરી ઊદ્ધાર શાસનનો, જીવન અમ ઉચ્ચ તો કરજે.

---

## ૯ સભા ઉપકાર—(હરિગીત.)

આનંદ થયો બહુ આજ અમને, આપી સ્હાય આ શાળને;
ઉપકાર સહ શુભ અર્પીયે આ, પ્રેમ રૂપી માળને;
જે લીધી છે તસ્દી તમે, પધારવા અહીં પ્રેમથી.
તે માફ કરશો માનવંતા, અંતરે અતિ રંગથી. ૧
ધરીને અતિશે વ્હાલ બહુ ઉમંગથી ફરી આવશો,
સમજી ફરજ સુહૃદયમાં, શુભ પ્રેમ પુષ્પો લાવશો;
સર્વે પુકારી જય, વિજય, નિજ જીવન ઊર્મિ ઉભરાવશો,
દેશને સ્વધર્મોદયની ભાવના શુભ ભાવશો. ૨

---

## ૧૦ જૈનોદય—(લલિત છંદ.)

ઉદય તો અહો જૈનનો થજો, હૃદય ઊર્મિઓ અંતરે હજો;
જૈન બાળને જ્ઞાન આપજો, ગરીબ જનનાં કષ્ટ કાપજો. ૧
સુમતિ સ્નેહથી સ્થાપજો સદા, કુમતિ ક્રોધથી કાપજો જદા;
દુઃખોદધિ હવે દૂર તો હજો, ઉદય તો અહો જૈનનો થજો. ૨
વિજયી વાવટો સર્વદા રહો, જીવન શુભ આ ઉચ્ચ તો અહો;
દાનવીરો સહુ જાગૃત હજો, ઉદય તો અહો જૈનનો થજો. ૩

---

## ૧૧ સદ્‌ગુણ શોભા—(રાગ પુનમ ચાંદની.)

સંપે સરવે બંધુ, સદ્‌ગુણ ઉર સુહાવજો રે,
નીતિ નિર્મળ ન્યાયે, નેહ થકી નિરખાવજો રે.—એ ચાલ.
સાખી—પર દુઃખ દેખી દયા ધરો, કોટી કરો ઉપકાર;
પાપ પુંજ પ્રલય થસે, થશે આત્મોદ્ધાર;

સત્યતાની સત્વર અંતર છાપ છાપજો રે,
જેથી ભવસાગરના બંધન મુક્ત થવાય—સંપે૦
સાખી—સહુ જનને સુખ સાંપડે, કરજો એવાં કામ,
સદ્બુદ્ધિ અંતર ધરી, વિમળ કરો વિશ્રામ;
જગમાં યશ પ્રસરાવી જીવન કિરચ્ચ જણાવજો રે,
જેથી સાત્વિક ગુણે આત્મિક સિદ્ધિ થાય—સંપે૦

---

## ૧૨ સ્વધર્મ સેવા ( સદા સંસારમાં—એ રાગ. )

જણાયે જૈન નિન્દ્રામાં, તણાતા તીવ્ર આજે,
ધરીને લાગણી ઉરમાં, સ્વધર્મી બંધુ કાજે.—જણાયે.
સાખી--સેવા સ્વધર્મ સુખ રૂપ છે, મળે સુખ અનંત;
કરો ભક્તિ બહુ ભાવથી, મનમાં ધરી અતિ ખંત;
જુઓને કૃષ્ણ રાજા સમ, તિર્થપદ પામ્યા;
કરી સેવા સ્વધર્મની, વીરત્વમાં વિરામ્યા—જણાયે.
સાખી—આશા જેના ઉપરે, રહે છે તે બહુ દૂર;
લક્ષ્મીવાન્ અગ્રેસરો, ક્યાં ગયું તમ શૂર.
દયાળુ દાનીઓ દીલનાં, વિદારો દુઃખ આજે;
તોડી દરિદ્રતા દીનની, સ્વધર્મોદ્ધાર કાજે—જણાયે
સખી—નીરખી દશા આ જૈનની, થાયે અશ્રુપાત.
સાધન વિના સિદ્ધાંતને, શુષ્ક કરે નીજ જાત;
અરે દાતાર જીવનના, કરો વિચાર આજે,
સમર્પો દ્રવ્ય સર્વે, સ્વધર્મ પ્રેમ કાજે—જણાયે.

---

## ૧૩ હવે જાગૃત થાઓ. (ગઝલ)

વિદારો દુઃખ દીનોનાં, સદા નિંદ્રાને ત્યાગીને;
તજી આલસ્ય અંતરથી, વીરા જાગો! વીરા જાગો! ૧
કુસંપના બીજ વાવેલા, તિમિરનામાં તણાયેલા;
સદા શીયાલ બનાવેલા, વીરા જાગો, વીરા જાગો. ૨
કરો નિદ્રા હવે અળગી, બહુ આલસ્ય છે વળગી;
રહ્યા સંસારમાં સળગી, વીરા જાગો, વીરા જાગો. ૩
સદા પશ્ચાત છો પુરા, જગતમાં જૈન એ શુર:
બનો બહાદુર એ ધીરા, વીરા જાગો! વીરા જાગો! ૪
મળે છે માન બહુ જ્યારે, કરેલી લેશ સેવામાં;
વિચારો ચિત્તની સાથે, વીરા જાગો! વીરા જાગો! ૫
કરો પરમાર્થ પ્રીતિથી, અહેલી શુદ્ધ વિત્તથી;
જીવનના ઉચ્ચ ચિત્તથી, વીરા જાગો! વીરા જાગો! ૬

---

## ૧૪ વાતો ક્યાથી શું વળ્યું? (હરીગીત—ભૈરવી.)

કરવા ઉદય નિજ આત્મનો, શુભ આશ અંતરમા ધરી;
પણ શ્રેય કાર્ય સજ્યાં નહિ, વાતો કર્યાથી શું વળ્યું. ૧
શ્રવણ કરી દીન દુઃખને, હૈયા વિષે હિંમત ધરી;
પણ દુઃખ દૂર કીધાં નહિ, વાતો કર્યાથી શું વળ્યું? ૨
બહુ લક્ષ રાખી લક્ષ્મીનો, સંચય કર્યો સદ્‌ભાવથી;
દમડી ન દીધી દીનને, વાતો કર્યાથી શું વળ્યું? ૩
ઉપદેશ આપ્યો અન્યને, રહેવા અલગ અધર્મથી;
સદ્‌ગુણ ઉર ન સંચર્યા, વાતો કર્યાથી શું વળ્યું. ૪

દીલમાં દયા બહુ આણીને જીવન કરજોડી કહે;
વિનય ગ્રહી, ડહાપણ ભરી, વાતો કર્માથી શું વધ્યું ! ૫

---

## ૧૫ સંઘને વિજ્ઞપ્તિ—( સવૈયા. )

અંતરની અભિલાષા સર્વે, પુણ્ય ઉદયથી પૂર્ણ થઈ;
સકળ સંઘની દીર્ઘ દયાથી, તર્ક લતાઓ દૂર ગઈ;
શાળા સ્થાપન કરવા કારણ, સંઘ મહાશય કરી વિચાર;
જૈન બાળપર વ્હાલ ધરીને, અર્પ્યું અદ્ભુત જ્ઞાન રસાળ. ૧

બાળ સુધારા કરવા કારણ, ગ્રંથ રચ્યા રસિક અપાર;
મહાવીરના ગુણ નિત્ય ગાવા, આપી બુદ્ધિ અપરંપાર;
શ્રેય થશે સહુ બાળ જનોનું, શુભ લેશે વિદ્યા સન્માન;
જાણ થશે મહા જૈન ધર્મનું, ભાવ ધરી ભજશે ભગવાન. ૨

વંદન કરીયે વ્હાલ ધરીને, આશીશ આપે સરવે બાળ;
સકળ સંઘની ચડતી સાથે, અર્પો સૌને યશ પરિવાર;
અખીલ આ અવનિની ઊપર, શુદ્ધ હૃદયથી કરજો કામ.
પ્રભુ પ્રેમથી સંપતિ આપો, અર્જ ગુજારે બાળ તમામ. ૩

બાળ સુધરશે, કુસંગ હરશે, કરશે કીર્તિ તણાં સહુ કામ;
ધર્મ તણો ઉદ્ધાર કરીને, પરમારથ પર ધરશે હામ;
આજ ઉમંગે, સંગ પ્રસંગે, ગાય સુસંગે બાળ તમામ.
જૈન ધર્મની ઉન્નતિ સાથે, કરશે જીવન ઉત્તમ હામ. ૪

---

### ૧૬ કવીત.

સુખ તણી માધુર્યતા, ચિત્ત તણી ચાતુર્યતા,
મન તણી મૃદુતા તે, ઉત્તમ જણાય છે;
વિવેકથી વાણી વદો, ગાંભિર્યતા તે તો ગણો;
સત્ય શોધી સાર ગ્રહો, ગુરૂતા ગણાય છે.
દીલથી દયાળુ બની, દીનને તો દાન દઈ;
દરિદ્રના દુઃખ દારો, દર્પ વિના દેહથી.
ધરી ધ્વજા ધરમની. ધૈર્ય ધારી ધર થકી,
સ્વર્ગ તણાં સુખ લેવા, સ્તુતિ કરો સ્નેહથી;
નિર્ધનને ધન આપો, કષ્ટો સર્વ તેનાં કાપો.
સદ્ધર્મની છાપ છાપો, ધર્મ બાંધા ધરવાને;
ભક્તિરસ ભાવે ભરો, અજ્ઞાનતા અપ હરો,
પ્રીતથી પ્રયાસ કરો, જયી જીવન કરવાને.

---

### ૧૭ પ્રભુ સ્તુતિ (વસંતતિલકા.)

વંદુ સદા વિનયથી, પ્રભુ હસ્ત જોડી;
વંદુ સદા વિનયથી, પ્રભુ માન મોડી.
સદ્બુદ્ધિ રોપો હૃદયે, પ્રભુ રૂહેમ લાવી;
નીતિ અને વિનય, વ્હાલથી વીકસાવી. ૧
સદ્જ્ઞાન આપો અમને દરરોજ પ્યારા,
હંમેશ વ્યાપો પ્રભુભક્તિની પ્રેમ ધારા;
પ્રગટો અતિ નવ નવા ઉદ્ગાર સારા,
હેતે નમું હિતકરા પ્રભુજી અમારા. ૨

જીવન.

## ૧૮ આત્મોદ્ધાર—હરીગીત.

સાર્થક કર્યું શું આત્મનું, તેં અવતરી અહીં માનથી;
ઉદય કર્યો શો દેશનો, દીન દુઃખડા હરી દાનથી.
શું રે કરી સાફલ્યતા, આ મનુષ્ય ઉત્તમ દેહની;
એળે ગુમાવ્યો છે ખરેખર, અમુલ્ય કીંમત જેહની.
આલસ્યને અળગું કરી, આદર ઉપાય ઉદ્ધારના;
સ્વધર્મના અતિ સ્નેહથી, હર દુઃખડાં દીન દારના.
સંસ્થા બનાવી શ્રેષ્ટ આ, દઇ દ્રવ્ય દીનને દાનમાં;
જાગો અતિશે પ્રેમથી, સ્વધર્મના અભિમાનમાં.
સાધનો શુભ સાંપડયા, કરવા ધરમનાં શ્રેયને;
પણ શ્રેય જે કરતો નથી, ધિક્કાર છે પછી તેહને;
જાગી જા, હવે લાગી જા, ધંધે પ્રભુના પ્યારમાં,
સફળ કરી નીજ જીવનને આ મનુષ્ય ભવ તું હારમાં.

---

## ૧૯ વિદ્યા ઉત્તેજન—(ધનાશ્રી રાગ.)

રમ્ય દીસે અતિ આજ, સુજ્ઞ સભા, રમ્ય દીસે અતિ આજ. ટેક૦
સ્થાનિક સજ્જનો સર્વે પધાર્યા, વિદ્યા ઉત્તેજન કાજ; સુજ્ઞ સભા. ૧
ઉન્નતદશામાં પ્રવેશ કરીને, સુખી હોજો આ સમાજ. સુજ્ઞ સભા. ૨
દર્શન પામી પ્રસન્ન થઇને, નમન કરે શીશુ આજ; સુજ્ઞ સભા. ૩
અજ્ઞાન તિમિર અળગું કરીને, જ્ઞાન તણો કરો ગાજ. સુજ્ઞ સભા. ૪
જીવન શુભ આ શ્રેષ્ટ કરીને, ઉદય કરો શીરતાજ. સુજ્ઞ સભા. ૫

---

## ધાર્મિક સંસ્થા-ઉદ્ધાર.

**૨૦ (રાગ—આઠ ગુણવંતી ગુજરાત એ ઢબ.)**

જીનશાસન શણગાર, હમારા જીનશાસન શણગાર;
નિજ ધર્મ તણા ઉદ્ધાર, હમારા જીનશાસન શણગાર. એ ટેક૦
જૈનશાળા સર્વ સ્થળે સ્થાપીને, લઇશું અતિ સંભાળ;
સદ્ધર્મ સેવામાં સ્નેહે રાચીને, ભણાવીશું અમ બાળ. હમારા. ૧
વિદ્યા તણો પ્રચાર વધારીને, કરીશું શાસન શુભ;
આત્મિક જ્ઞાનથી ધ્યાન ધરીને, બાળીશું કર્મ અશુભ. હમારા. ૨
બૉર્ડિંગ સ્કૂલો બહુ સ્થાપીને, આપીશું વિદ્યા અપાર;
ધાર્મિક જ્ઞાનની સાન આપીને, કરીશું શાસનોદ્ધાર હમારા. ૩
ધર્મતણાં શુભ ખાતાં ખોલીને, આપીશું જ્ઞાન અમાપ;
અર્પણ કરી અમ સર્વ દ્રવ્યને, ત્યાગીશું સર્વે પાપ. હમારા. ૪
દીન જનોનાં દુઃખ વિદારીને, ધરીશું બહુ પ્યાર;
**જીવન** ઉર્મિ અહીં ઉભરાવીને, બોલીશું જયજયકાર. હમારા. ૫

---

**૨૧ બનો શૂરા નીતિ માંહે—(ગઝલ કવ્વાલી.)**

અરજ સૌ જૈનને કરવા, મિથ્યાત્વી દોષને હરવા;
સદા સત્સાહસો કરવા, બનો શૂરા નીતિ માંહે. ૧
કેળવણી બાળને દેવા, સદા આશીશને લેવા;
બજાવા સંતની સેવા, બનો શૂરા નીતિ માંહે. ૨
ધરમની ઉન્નતિ કરવા, દુઃખીના દુઃખડાં હરવા;
વિજય સદ્ધર્મનો કરવા, બનો શૂરા નીતિ માંહે. ૩

પ્રભુની બંદગી કરવા, સા સૈદા પાપને હરવા;
પ્રભુ-માર્ગે ગમન કરવા, બનો શૂરા નીતિ માંહે. ૪
પ્રભુના ગીતડાં ગાવા, મેવા શુભ મુક્તિના ખાવા;
પ્રભુના ધામમાં જાવા, બનો શૂરા નીતિ માંહે. ૫
જીવન.

## ૨૨ વિવેકમાળા—ચોપાઇ.

કરાવજો પરમારથ કામ, ધરાવજો ધરમી નીજ નામ;
સખાવજો વળી સત્ય વાત, રખાવજો રૂડી રીત ભાત.
સજાવજો સુગુણ અપાર, બજાવજો ફરજ આ વાર;
વધારજો વિશેષ વિવેક, સુધારજો સત્ય તણી ટેક.
બનાવજો સદબુદ્ધિ રસાળ, હઠાવજો હાની તણી ચાલ;
ભણાવજો સ્વધર્મી સૌ બાળ, સુણાવજો નીતિ ધરી વ્હાલ.
ભજાવજો પ્રભુ ધરી પ્રીત, તજાવજો અભિમાન અધિક;
હણાવજો અંગ દોષ તમામ, જણાવજો જીવન કરી હામ.

## ૨૩ અભ્યાસ કરનારને ભલામણ—સવૈયા.

શુભ શિખામણ ધ્યાને ધરજો, જૈન બાળકો સૌ આજે;
સકળ સંઘમાં વધે ઊર્મિઓ, ધર્મતણા ઉદય કાજે.
સારાં સારાં પુસ્તક વાંચી, ગુણ તણું શુભ કરજો ગાન;
જૈન બાળકો ઉમંગ ધરીને, લેજો મનમાં અત્યંત જ્ઞાન. ૧
વિદ્યા લેજો વ્હાલ ધરીને, વિદ્યાથી છે સુખ અપાર;
વિદ્યા ધન તે સર્વ-શ્રેષ્ઠ છે, સમજો સ્નેહે તેનો સાર;

જૈનશાળામાં નિત્યે જાજો, પ્રેમ ધરીને લેવા જ્ઞાન,
જૈન બાળકો ઉમંગ ધરીને, લેજો મનમાં અત્યંત જ્ઞાન. ૨
સ્વધર્મમાં બહુ સ્નેહ ધરીને, અર્પણ કરજો તનમન ધન;
અજમાવો અક્કલ તમ શાણી, ઉદિત કરવા શુભ જીવન;
સદ્દગુણના શણગાર સજીને, ધરજો વીર પ્રભુનું ધ્યાન,
જૈન બાળકો ઉમંગ ધરીને, લેજો મનમાં અત્યંત જ્ઞાન. ૩

---

## ૨૪ ( હરીગીત છંદ. )

ચાલી સદા સત્કાર્યથી, દરિદ્રના દુઃખ દારજે;
સુકૃત કરી આ જગતમાં, અમરપણું દરશાવજે.
બહુ પુણ્યના પ્રારબ્ધ યોગે, મનુષ્યભવ આ પામીયો;
વળી શુભ આર્યક્ષેત્રમાં તું ઉચ્ચકુળે જનમીયો.
સમાગમ થયો તને સંત જનનો જૈનધર્મમાં સ્નેહથી,
વળી પુણ્ય યોગે સાંપડી શુભ જોગવાઈ તુજને અતિ;
તૃષ્ણા તણા અતિ ફંદમાંથી અલગ તું રહેજે સદા,
નીતિ અને સુન્યાયમાંથી, દૂર જો રહેતો કદા.
નીજ હસ્તથી આપેલ જે શુભદાન સાથે આવશે;
તુજ આત્મને અંતર થકી, સ્વાનંદ બંદર લાવશે;
સત્કાર્ય તે સુખોદધિમાં, તુજ હૃદય નવરાવશે,
સાર્થક કરી નિજ આત્મનું આ જીવન ઉચ્ચ કરાવશે.

---

## ૨૫ સર્વોત્તમ કૃત્યો—( ઝુલણા છંદ. )

સુખને સાધવા, વ્યાધિને વાધવા,
ઉપાય તો ઉદય તણા, આદરો સૌ આજે;

આત્મ ઉચ્ચ આણવા, મોક્ષ સુખ માણવા,
શ્રેય કાર્ય સજ્જો, શુભ ધર્મ કાજે. ૧
શાંતિ શુભ સ્થાપવા, મમત્વને માપવા;
સુસંગ કરીને સદા, વદો વિમળ વાણી,
દુઃખીના દુઃખને દૂર દારનાર સહુ.
થાઓ જાગૃત હવે પ્રેમ આણી. ૨
નીતિ નેક ન્યાયથી, સત્ય ટેક સ્હાયથી,
સેવા સ્વધર્મની ઉચ્ચ ધારો;
રીતિ સદ્જ્ઞાનની, ભક્તિ રસ પાનની;
ખંતથી હૃદય ગ્રહી, આત્મને સુધારો. ૩
અનાથ આશ્રિતને, વાપરી સુવિત્તને,
કૃત્ય સહુ શુભ કરો, જીવન ઉચ્ચ જાણી;
દુઃખીના દુઃખને દૂર દારનાર સહુ,
થાઓ જાગૃત હવે પ્રેમ આણી ૪

---

## ૨૬ ભણનારને ભલામણ—ચોપાઇ.

જૈનશાળામાં જાજો હંમેશ, જ્ઞાન ગ્રહણ કરજો બહુ બેશ;
પ્રીત થકી પરમારથ કરજો, દુઃખી જનનાં દુઃખડાં હરજો.
વિનય ગ્રહીને બનવું વિનિત, શાળા માંહે થવું (સુ)શિક્ષિત;
વિદ્યા લેજો ધરી બહુ વ્હાલ, શાસનોદ્ધાર કરજો બાળ.
ગ્રહી પ્રેમને શીખો સદ્જ્ઞાન, ધરી નમ્રતા તજો અભિમાન;
અક્કલ શાણી અજમાવો આ સમે, ઉદય કરો સ્વધર્મનો તમે.
સજો સદ્ગુણના શણગાર, નિજ ધર્મનો કરો ઉદ્ધાર;
ભણી ગણીને સુશીલ થજો, પ્રેમી જીવન ઉચ્ચ કરજો.

## ૨૭ ગુમાવી વ્યર્થ જુવાની. ( ગઝલ કવ્વાલી. )

પ્રભુની પ્રીત નવ પાળી, ગરવમાં જીંદગી ગાળી;
મહા મિથ્યાત્વને માની, ગુમાવી વ્યર્થ જુવાની. ૧
પરાઈ પીડ ના જાણી, કુસંપના બીજને વાવી;
બની અત્યંત અભિમાની, ગુમાવી વ્યર્થ જુવાની. ૨
કરી પ્રપંચ મહા પાપી, અધમ અન્યાયને આપી;
વદી અસત્ય જગ વાણી, ગુમાવી વ્યર્થ જુવાની ૩
અધિક અવગુણને ધારી, દુ:ખીના અંતરો બાળી;
કષાયોથી કરી કાળો, ગુમાવી વ્યર્થ જુવાની. ૪
દુ:ખીના દુ:ખ હરવાની, સદા વિવેકી બનવાની;
જીવન ઉદ્ધાર કરવાની, ગુમાવી વ્યર્થ જુવાની. ૫

---

## ૨૮ મનુષ્યનો ધર્મ—( હરીગીત છંદ. )

સદ્ધર્મની સંસ્થાઓ સ્થાપો, ખુબ સદા ખોલાવવા.
ગ્રહણ કરો સુગુણને, સદ્જ્ઞાનના ગુણી થવા;
શુભ ધૈર્યથી આગળ ધસી, સદ્ધર્મના બીજ વાવજો;
ઉપદેશ આપી સર્વ જીવને, ન્યાય માર્ગે લાવજો.
કુચાલ કાપી, ઉલ્લાસથી સુચાલ, જગમાં સ્થાપજો,
શાંતિ, ક્ષમા વિનય તણી, સુછાપ અંતર છાપજો;
આણી દયા અંતર વિષે, સહુ દીન દુ:ખો હારજો,
સુસંગ કરી ઉમંગથી, સહુ અંગ દોષ નિવારજો;
નોધારને આધાર બની શુભ ધર્મ પગલે લાવજો,
ઉદય કરી નિજ ધર્મનો, શાસન સદા સુહાવજો;
આ જગતમાં સુજશ ગ્રહી, ઉત્તમ હૃદય બનાવજો;
પ્રભુ ભક્તિમાં સુપ્રેમ જોડી, જીવન ઉચ્ચ જણાવજો.

## ૨૯ શું જૈનનો ઉદય એમ કદાપિ થાય? (વસંતતિલકા)

સ્વાનંદમાં નિશદિન રહે રક્ત જ્યારે,
અન્ય સ્થળે અધિક દ્રષ્ટિ ન જાય ત્યારે;
પર દુઃખ અંતર વિષે ના કદા ધરાય,
શું જૈનનો ઉદય એમ કદાપિ થાય? ૧
સ્વધર્મમાં અધિક ધ્યાન કદી ન રાખે
ભક્તિ તણો રસદ સ્વાદ કદી ન ચાખે;
પરમાર્થ જો પવિત્ર પ્રેમથી ના કરાય,
શું જૈનનો ઉદય એમ કદાપિ થાય? ૨
કુસંપ કલેશ કુથલી ન કદિ વિરામે,
સત્ય અને ક્ષમા અધીક કદિ ન ધારે;
નીતિ અને ન્યાયિક પંથે જો ના ચલાય,
શું જૈનનો ઉદય એમ કદાપિ થાય? ૩
શ્રીમંત વર્ગ મનથી જો બને ઉદાર,
ધર્મ તણો અધિક સ્નેહે કરે ઉદ્ધાર;
જગત સ્વપર હિત જો જણાય,
જૈનો તણો ઉદય તો નિશદિન થાય. ૪

---

## ૩૦ પ્રભુ ભજન (રાગ સવૈયા.)

ભજન પ્રભુનું કર તું ભાવે, ભવસાગર આ તરવાને;
લક્ષ ચોરાસી યોનીમાંના, ભવ અનંતના હરવાને.
ખેલ બધો ખોટો દુનીયાનો, દુઃખ થકી અળગું કરવાને;
ભજન પ્રભુનું કર તું ભાવે, ભવસાગર આ તરવાને. ૧

માનવ ભવ જે મહાન મળ્યો છે, પંડિત મરણે મરવાને,
કલેશ કુસંપને કુથલી કાઢી, કરણી ઉત્તમ કરવાને;
ધીરજ ધારી ધર થકી જે, ધ્યાન ધરમનું ધરવાને,
ભજન પ્રભુનું કર તું ભાવે. ભવસાગર આ તરવાને. ૨
ફૂલપણાની ફોડીં ફજેતી, ફરજમાંહી ફરવાને;
વિનયવાણીના બની વિહારી, વિમળ કીર્તિને વરવાને:
વેર ઝેર સૌ અળગાં કીજે, શાંતિઝરણા ઝરવાને,
ભજન પ્રભુનું કર તું ભાવે, ભવસાગર આ તરવાને. ૩
ચેત ચતુર નર ચિત્તમાં ધારી, જ્ઞાન ચક્ષુમાં ચરવાને;
અવસર આ ઉત્તમ અજવાળ્યો, ભક્તિ ભાવે ભરવાને;
જાગ જીવમાં જાગ હવે તું, શુભ જીવન આ કરવાને,
ભજન પ્રભુનું કર તું ભાવે, ભવસાગર આ તરવાને. ૪

## ૩૧ નિર્ધન વસ્થાનું અસરકારક દિગ્દર્શન.

( રાગ—અપૂર્વ અવસ૦ )

સાંભળ બંધુ દુઃખીઆ જનની વાતડી,
સુણીને અંતરમાં આપદ જાણજે;
ધન વિના તે દુઃખ અતિશે ભોગવી,
અપર પંથમાં પ્રબળ કરે પ્રયાણ જો. સાંભળ૦ ૧
ખાવા પીવાના પણ બહુ સાંસા પડે,
વિદ્યા તણી શી કરવી તીહાં વાતજો;
નિજ ધરમને અંતરથી અળગો કરી,
શુષ્ક કરે નીજ જીવન કેરી જાત જો. સાંભળ૦ ૨

વિના સાધને દુઃખ અતિશે પામતાં,
મનમાં તે બીચારા બહુ મુંઝાય જો;
શરમાયે છે અન્ય જનોથી માગતાં,
વિપત્તિ વળી પડતાં તે વટલાય જો.          સાંભળ૦ ૩
સપડાયે જ્યારે સંકટો બહુ વિષે,
અકાર્ય ત્યારે તેથી અશુભ કરાય જો;
દીન જનોની દીન દશા આ દેખીને,
નેત્રો માંહે નીર અતિ ભરાય જો.          સાંભળ૦ ૪
દુઃખ સમજે છે અંતરમાં દુઃખીઆ જનો,
સુખીને નવ હોય તેની સાન જો;
પણ અનુભવ જ્યારે તેનો થાય છે,
ત્યારે આવે તેઓને અતિ જ્ઞાન જો.          સાંભળ૦ ૫
અહો ! અભિમાની સર્વે જૈન ધર્મના,
દર્શાવો તમ શ્રેષ્ટ ધરમનું શૂર જો;
દાન વીરોની ખામી માત્ર જણાય છે,
જાગૃત થાઓ સદ્ધર્મના વીર જો.          સાંભળ૦ ૬
સ્વધર્મ તણો શુભ સ્નેહ હૃદયમાં ધારીને,
દરિદ્રતાને દાન વડે સહુદાર જો;
કષ્ટો સર્વે દીન જનોનાં કાપીને,
કરજો અંતે શુભ જીવન ઉદ્ધારજો          સાંભળ૦ ૭

---

## ૩૨ કોને ધિક્કાર ? હરીગીત

ધિક્કાર છે નર એહને, બહુ રંક જેણે રંજાડીયા;
ધિક્કાર છે નર એહને, બહુ જીવન જેણે ભંજાડીયા.

ધિક્કાર છે નર એહને, આ જગતમાં અપયશ લીધો;
ધિક્કાર છે નર એહને, પરમાર્થ પ્રીતે નહિં કીધો.
ધિક્કાર છે નર એહને, શુભ દાન દીનને નવ દીધાં;
ધિક્કાર છે નર એહને, અનાથ આશ્રિત નવ કીધા.
ધિક્કાર છે નર એહને, દીન દુઃખ ધ્યાને નવ ધરે;
ધિક્કાર છે નર એહને, ફક્કડ થઇ અક્કડ ફરે.
ધિક્કાર છે નર એહને, અભિમાનમાં અહોનિશ રહે;
ધિક્કાર છે નર એહને, અવગુણીનાં અવગુણ ગ્રહે.
ધિક્કાર છે નર એહને, સુપાત્ર દાન દીધું નહિ,
ધિક્કાર છે નર એહને, ઉત્તમ જીવન કીધું નહિ.

## ૩૩ કોને ધન્ય ? હરીગીત.

ધન્ય છે નર એહને, જે દીન દુઃખ ધ્યાને ધરે,
ધન્ય છે નર એહને, પરમાર્થ જે પ્રીતે કરે;
ધન્ય છે નર એહને, આ જગતમાં બહુ યશ લીધો;
ધન્ય છે નર એહને, પ્રભુ ભક્તિનો શુભ રસ પીધો.
ધન્ય છે નર એહને, સ્વધર્મનો ઉદય કરે;
ધન્ય છે નર એહને, બહુ દીનજનનાં દુઃખ હરે.
ધન્ય છે નર એહને, નરમાશયા નિશદિન રહે;
ધન્ય છે નર એહને, સુગુણી જનનાં ગુણ ગ્રહે.
ધન્ય છે નર એહને, અનાથ આશ્રિત જન કીધાં;
ધન્ય છે નર એહને, બહુ દીનને શુભ ધન દીધાં
ધન્ય છે નર એહને, આ જગતમાં બહુ સુખ લીધું;
ધન્ય છે નર એહને, જીવન આ ઉત્તમ કીધું.

### ૩૪ ગુરૂ સ્તુતિ. ( રાગ મહેતાજી રે, )

ગુરૂજી રે વંદન મુજ સ્વીકારો, સદ્દબોધ આપોને સુધારો; એ ટેક.
પંચ મહા વ્રતના ધરનારા રે, સર્વ જીવને સુખ કરનારે;
ઉત્તમ પદવી વરનારા રે, અંતરથી રે, દોષ સકળ અમ વારો.
સદ્દબોધ–ગુરૂજી રે. ૧
શુદ્ધ સમકિતના શણગારા રે, જીનશાસનના ઉદ્ધારા રે;
સદ્દગુણ શોભીતા સારા રે, સહુ સંકટ રે, તિમિરતાનું ટાળો.
સદ્દબોધ–ગુરૂજી રે. ૨
ઉદ્દેશ જીવન જાણનારા રે, કર્મ રિપુ દળને હણનારા રે;
ભેદ ભક્તિ તણા ભણનારા રે, સહુ દુઃખનારે ઉદધિથી ઉગારો.
સદ્દબોધ–ગુરૂજી રે. ૩

---

### ૩૫ માળી વિના બાગની બે હાલ દશા. ગઝલ.

બને છે બાગ આ શુષ્ક, સદા માળી વિના એ તો;
બનાવી શ્રેષ્ઠ સંપેથી, કરો જીવન સફળ આજે. ૧
સુકાયે બાગના વૃક્ષો, વળી પોષણ વિના એતો;
સજીને સોઈ સ્નેહેથી, કરો જીવન સફળ આજે. ૨
કર્યું વાત્સલ્યને આળગું, મચાઈ માન માંહી તો,
તજી તે સઘ ખંતેથી, કરો જીવન સફળ આજે. ૩
ન દીસે પ્રેમ તો કાંઇ, સદા સ્વધર્મને માટે;
ધરીને વીરતા માથે, કરો જીવન સફળ આજે. ૪
કરો ઉપાય ઉદયનો, તમારા ધર્મને માટે;
બનાવી બાગ આ ચારૂ, કરો જીવન સફળ આજે. ૫

---

### ૩૬ મહાવીર સ્તુતિ. ( રાગ કલ્યાણ. )

અરે ઓ મહાવીરા, પ્રભુ દુઃખ દૂર કરો, રહેમ દ્રષ્ટિ તો કરો,
અમ ઉપરે જરા,—એ ટેક.

અમે બાળકો શાળાના સૌ, નમન કરીયે આ વાર;
ધર્મજ્ઞાનમાં પ્રવેશ કરાવી, ભવસાગરથી તાર. અરે ઓ૦ ૧

અમારા સૌ બંધુને તું, આપ બુદ્ધિ અપાર;
જેથી ધર્મોન્નતિ કરવા, બનીયે સ્હાયી આ વાર. અરે ઓ૦ ૨

શાસન તારો ક્ષયિન્ થાય છે, અધુના તું સુધાર;
કર્મ રૂપી જે સામા આવે, શત્રુને સંહાર. અરે ઓ૦ ૩

તે તો કર્મો ક્ષય કરીને, લીધો અત્યંત લ્હાવ;
અમ જીવન પણ તેમ કરવાને, ઉત્સાહી બનાવ. અરે ઓ૦ ૪

---

### ૩૭ કર્તાની અભ્યર્થના. ( સવૈયા એકત્રીસા. )

વંદન કરૂં હું વ્હાલ ધરીને, ધર્મ તણો કરજો ઉદ્ધાર;
દરિયાપુરી સંઘ સર્વને, આશીષ આપું અપરંપાર.
વર્ધમાનપુરીનો વતની, વીરમગામ વિશ્રામ છે હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, અજ ગુજારે જીવણલાલ.

**પ્રથમ વિભાગ સમાપ્ત.**

# જૈનોદય સંગીત શ્રેણી.

## વિભાગ બીજો.

### ૧ પ્રભુ પ્રાર્થના. ( કલ્યાણની ગઝલ. )

શ્રી જિનેશ્વરા, પ્રભુ પાપ પર હરા, સફળ પ્રાર્થના કરો;
હે દીન દયા ધરા—શ્રી જિનેશ્વરા. ટેક.

જૈન બંધુઓ તણા ઉમરથી, દરિદ્રતા કર દૂર;
નવા નવા પ્રગટો નર વીરો, સાચા બનવા શૂર. શ્રી જિને.
સકળ સંઘમાં વધી સૌમ્યતા, અંતર બને ઉદાર;
મહાવીરના આ મારગ માંહી, ન્યાયી કર નરનાર. શ્રી જિને.
અણુ અણુમાં ઉત્તમ રસ રેડી, હૃદય બનાવ રસાળ;
નાશ કરી નિર્બળતાનો લે, શિષ્યોની સંભાળ. શ્રી જિને.
ચારૂ દીપક દયા ધર્મના, પ્રગટી થાય પ્રકાશ;
રજનિ આળગી રહે હૃદયથી, સંત શિષ્ય અરદાસ. શ્રી જિને.

## ૨ સંઘને વિનંતિ. (અરૂણોદય શુભ—એ ઢબ.)

સકળ સંઘ અરજ ઉર વિષે ઉતારજો,
તિમિર દળો તોડવાને, જયતણો ધ્વજ ખોડવાને;
તન મન ધન આપી, ધર્મને ટકાવજો. સકળ૦
હાડ માંસને મજ્જામાં, લોહી નાડીયો ત્વચામાં;
પ્રેમ પ્રેમ ધર્મ પ્રેમને પ્રગટાવજો. સકળ૦
રેડજો હૃદયનો રંગ, ઉર વિષે ધરી ઉમંગ;
શ્રેષ્ઠપણું જીવન હોય તો જણાવજો. સકળ૦
બાળકોને દેવા જ્ઞાન, છોડજો તમારૂં માન;
આ સ્થળે તો ઐક્ય ભાવ કરી બતાવજો. સકળ૦

મુનિ શ્રી નાનચંદજી.

---

## ૩ જીનેંદ્રના પગલે. ગઝલ.

જીનેંદ્રોનું કહ્યું સમજો, જીનેંદ્રોની ગતિ પકડો;
પરસ્પર સહાય આપીને, બનો બહાદુર સકળ જૈનો. ૧
જીનેંદ્રોની કરો ભક્તિ, અચળ શ્રદ્ધા ધરો મનમાં;
સહાયો દેવતા કરશે, બનો બહાદુર સકળ જૈનો. ૨
જીતે છે કર્મને જૈનો, રહે મડદાલ નહિ ક્યારે;
ભણીને વીરના તત્ત્વો, બનો બહાદુર સકળ જૈનો. ૩
ખરા જૈનો બની પોતે, બનાવા જૈન અન્યોને;
જીવન હામો ઉદય કરવા, બનો બહાદુર સકળ જૈનો. ૪

જ્ઞાનસાગર.

---

## ૪. ધર્મની આલ્હેક. ગઝલ.

અમે સૌ જીનના શિષ્યો, પ્રભુનું ધ્યાન ધારીશું;
રહી આ દેશની માંહિ, જીનોનો જય ગજાવીશું. ૧
અહિંસા આગળે રાખી નીતિના પંથે ચાલીશું;
બચાવી સર્વ પ્રાણીને, જીનોનો જય ગજાવીશું. ૨
નહિ કો દિ અમે થબ્હો, જુઠા જીભે ઉચ્ચારીશું;
સહુને તેજ આદેશી, જીનોનો જય ગજાવીશું. ૩
લીધેલા કાર્યને માટે, સહુ સંકટ હઠાવીશું;
અમે તે પાર પાડીને, જીનોનો જય ગજાવીશું. ૪
અનેરાં કામ જે સોએ, અહીં સેવા બજાવીશું;
પુરા ખંતે કરી વીરો, જીનોનો જય ગજાવીશું. ૫

**પોપટલાલ છો. શાહ.**

---

## ૫ જૈનશાળા રૂપી બાગના માળીઓને ભલામણ.

### હરીગીત.

સહુ ધ્યાનમાં શ્રાવક બધા શુભ આ ભલામણ ધારજો,
મનને વિશાળ બનાવી તેમાં, વિઘ્ન પડતાં વારજો;
બહુ ખબર રાખી ખંતથી, સુંદીર બાગ બનાવજો,
રેડી હૃદયનો રંગ ધરીં ઉછરંગ, જરૂર જમાવજો. ૧
ધોરણ તણા ક્યારા કરી, પાણી મધુર પીવરાવજો;
પરિશ્રમ લઈ પુષ્પો બધાં, કરીં ખચીંત ખુબ ખીલાવજો;
વાડયો વિવેકતણી કરી. વર કામ અચળ કરાવજો;
ધરીં વ્હાલ અતિશય બાળ પર, વાત્સલ્યને વરતાવજો. ૨

પોતા તણું સમજી પરસ્પર, પ્રેમને પ્રગટાવજો;
તન મન અને ધન ઉદય માટે, હર્ષથી અજમાવજો;
આખા દિવસમાં એક ક્ષણ, પણ એ વિચાર ચલાવજો;
અતિ આત્મભોગે આપણો, મહાવીર પંથ મ્હલાવજો. ૬

મુનિ શ્રી નાનચંદજી.

---

## ६ કોનું જીવન સફળ? ગઝલ.

ગરીબોની ખબર લેવા, દીલાસો એહને દેવા;
બજાવી રંકની સેવા, જીવન તેનું સફળ જાણો. ૧
બીજાના દુઃખને દેખી, પીડાતા પ્રાણને પેખી;
લીયે દુઃખ લક્ષમાં લેખી, જીવન તેનું સફળ જાણો. ૨
સદા નિજ સ્વાર્થને છોડી, જીવન પરમાર્થમાં જોડી;
દયા સારૂ રક્ષા દોડી, જીવન તેનું સફળ જાણો. ૩
સીદાતા પ્રાણીયો સારૂં, કરે નિજ કાર્યને ન્યારૂં;
ખલક સુખને ગણે ખારૂં, જીવન તેનું સફળ જાણો. ૪
દુઃખી સ્વરને સુણી કાને, મધુર થઇ તે વચન માને;
અરજ દુઃખની ધરે ધ્યાને; જીવન તેનું સફળ જાણો. ૫
પડયા જે પાપને પાસે, ફસાયા દુઃખને ફાંસે;
કરે શાંતિ વગર આશે, જીવન તેનું સફળ જાણો. ૬
ન રહેવાયે જુલમ જોઇ, અનર્થો જે કરે કોઇ;
સરસ ત્યાં જઇ કરે સોઇ, જીવન તેનું સફળ જાણો. ૭
ખરી કરૂણા વિના કેનું, ચિરાયે ચિત્તડું શેનું;
જીવન છે પ્રેમ મય જેનું, જીવન તેનું સફળ જાણો. ૮

સ્વધર્મીમાં મળી સાથે, લઇને જોખમો માથે;
હરે દુઃખ મિત્ર થઈ હાથે, જીવન તેનું સફળ જાણો. ૯
હૃદયને પ્રેમથી રંગી, થયો જે સત્યનો સંગી;
નથી સંતશિષ્ય ત્યાં તંગી, જીવન તેનું સફળ જાણો. ૧૦

---

**૭ મહાવીર પુત્રોનું હૃદય ગાન—કવ્વાલી ગઝલ.**

અમે મહાવીરના પુત્રો, અમારો પંથ ન્યારો છે;
સમજવા સત્યના સુત્રો, ધરમ એવો અમારો છે. ૧
બજાવા સંઘની સેવા, અમે બનશું હવે એવા;
જીવન અર્પી બધું દેવા, ધરમ એવો અમારો છે. ૨
દીધા જેવું સદા દેવું, લીધા જેવું સદા લેવું;
પીધા જેવું સદા પીવું, ધરમ એવો અમારો છે. ૩
અહર્નિશ ન્યાયમાં વહેવું, કપટ છળથી નહિ કહેવું;
સદા આનંદમાં રહેવું, ધરમ એવો અમારો છે. ૪
જીવન વિજયી બનાવાનો, સરવ દોષો સમાવાનો;
ફરજ સાચી બજાવાનો, ધરમ એવો અમારો છે. ૫
દુઃખીના દુઃખને હરવા, વિજયના ઘોષને કરવા;
દુઃખોથી લેશ નહિ ડરવા, ધરમ એવો અમારો છે. ૬
સરવથી મિત્રતા કરવી, લાગણી પ્રેમની ધરવી;
હરકતો સંઘની હરવી, ધરમ એવો અમારો છે. ૭
અમારા આત્મભોગેથી, અમારા આત્મ યોગેથી;
અપર પરનાં ભલાં કરવા, ધરમ એવો અમારો છે. ૮
નથી જ્યાં જન્મવું મરવું, નથી જ્યાં કાર્યને કરવું;
સનાતન ધર્મ વાળાનો, અમર એવો ઉતારો છે. ૯

વિચરવું ધર્મની વાટે. જીવન પણ ધર્મના માટે;
સદા એ **સંત શિષ્યોનો**, પરમ એ ધર્મ પ્યારો છે.૧૦

## ૮ ક્ષમાપના-ગઝલ.

સકળ સંસારના જીવો, મુનિજન કે ગુરૂજન હો;
સાસરીયા શીરછત્ર બન્ધું, પિતા માતા બનેવી હો. ૧
નથી કો શત્રુઓ મારા, છતાં હું શત્રુ હોઉં તો;
નિવારી દોષ મારા ઘો, ક્ષમા દોષિત ગણુઉં તો. ૨
દિવાનો હું બનીને જો. ફરજ મારી બજાવી ના;
થયો દારૂણ કપટી તો, ઉરે તે શલ્ય ધરજો ના. ૩
વિચારે ચિંતવ્યું બુરૂં, વચન વસમાં ઉચાર્યાં જો;
દીલેથી જો દીધી ડાધી, ખમાવું છું ક્ષમા કરજો. ૪
હૃદય મારૂં બળે રોષે, હૃદય ખોલી બતાવું છું;
જુઓ ત્યાં છે લખાયેલું, "ખમાવું છું ખમાવું છું." ૫

## ૯ બારી ઉઘાડી રાખજો! ( ગઝલ. )

દુ:ખી કે દર્દીઓ કોઇ, ભૂલેલા માર્ગ વાળાને;
વિસામો આપવા ઘરની, ઉઘાડી રાખજો બારી! ૧
ગરીબની દાદ સાંભળવા, દુ:ખીનાં દુ:ખને દળવા;
તમારાં કર્ણ નેત્રોની, ઉઘાડી રાખજો બારી ! ૨
પ્રણયનો વાયરો વાવા, કુછંદી દુષ્ટ વા જાવા;
તમારાં શુદ્ધ હૃદયોની, ઉઘાડી રાખજો બારી ! ૩
થયેલાં દુષ્ટ કર્મોનાં છુટા જંજીરથી થાવા;
જરા સત્કર્મની નાની, ઉઘાડી રાખજો બારી ! ૪

બહુ ઉજાસ કરનારાં, તિમિરનો નાશ કરનારાં;
કિરણુને આવવા માટે, ઉઘાડી રાખજે બારી ! ૫

( શ્રીયુત પઠ્ઠણી. )

---

## ૧૦ જ્ઞાનની પ્યાલી પીઓ ! ( ગઝલ. )

અલૌકિક મિષ્ટ રસવાળી, પીઓને જ્ઞાનની પ્યાલી;
અરે અજ્ઞાનને ટાળી, પીઓને જ્ઞાનની પ્યાલી. ૧
કુટાયો હાય અંધારે, જરાએ જ્યોત ના ઝાંખી;
હવે જો જ્યોત છે ભાળી, પીઓને જ્ઞાનની પ્યાલી. ૨
અમોએ ખુબ અથડાઇ, ભુલી ભવસાગરે ભટક્યા;
નકામી જીંદગી ગાળી, પીઓને જ્ઞાનની પ્યાલી. ૩
મળ્યા છે સદ્દગુરૂ સાચા, બતાવે નેક આ રસ્તો;
ઝલાવી જ્ઞાનની ડાળી, પીઓને જ્ઞાનની પ્યાલી. ૪
પ્રભુનો પ્રેમ પાનારી, બતાવે મોક્ષની બારી;
અહાહા ! હસ્તમાં ધારી, પીઓને જ્ઞાનની પ્યાલી. ૫

( મણીકાન્ત. )

---

## ૧૧ પ્રભુની વાણી. ( ગઝલ કવ્વાલી. )

પ્રભુના શબ્દમાં સ્નેહ, પ્રભુના શબ્દમાં શ્રદ્ધા;
પ્રભુના શબ્દમાં શાંતિ, મુસાફર હું સદા જોઉં.
દયા એ શબ્દ દાખવતા, અહિંસા અગ્ર તે વરતા;
પ્રબળ જ્યોતિ પ્રગટ કરતા, અહા ! શી શબ્દની ખુબી.
સુસંપે પુણ્ય પંથ રહેવું, બધું સમભાવથી સ્હેવું;

પ્રભુના પંથમાં વ્હેવું, કહે એ શબ્દ આપણને.
બધા સન્માર્ગે નીતિના, વળી તપ ભાવ ભક્તિના;
દયાનાં કે અહિંસાના, સમાયા એજ શબ્દોમાં;
પો. કે. શાહ.

---

## ૧૨. માન આપવા વિષે. (કલ્યાણની ગજલ.)

સજ્જન ગૃહસ્થ સૌ, પધારીયા તમે, ખરી ખુશીથી આજ,
માન આપીએ અમે—સજ્જન૦ ટેક.

માનપાનમાં પ્રથમ આપીયે, પ્રેમ વચન ફુલ હાર;
જે ફુલો કરમાય કદિ નહિ, પરિમળ પરમ અપાર. સજ્જન૦
અંતર ભાવ તણો ભભકો તે અત્તર કરતાં બેશ;
સરસ સુગંધી એના સરખી, અન્ય ન હોયે લેશ. સજ્જન૦
મધુર વચનથી આદર રૂપી, આપી પાન ગુલાબ;
રજા લઇએ છીયે છેલ્લે ચાહી, તસ્દી માટે માફ. સજ્જન૦
આ વખતે જેમ આંહી પધારી, શોભાવ્યું આ સ્થાન;
અન્ય વખત તેમ તેજ પ્રમાણે, દેશો દર્શન દાન. સજ્જન૦

---

## ૧૩ આનંદનો ઉભરો. રાગ-ધનાશ્રી.

આનંદ આજે ઉભરાય, અંતરમાં, આનંદ આજે ઉભરાય. ટેક૦
મહાવીર પુત્રો ઐક્ય સ્વરૂપે, નયનોથી નિરખાય; અંતરમાં૦ ૧
પરમાનંદના અખૂટ અંશનો, આજે અનુભવ થાય. અંતરમાં૦ ૨
ભેદ ભાવ ત્રુટી ઘટ ઘટમાં, વ્યાપેલ જ્યોતિ જણાય. અંતરમાં૦ ૩

શાસનપતિના સર્વે બાળમાં, દિવ્ય પ્રેમ દેખાય અંતરમાં૦ ૪
સંતતણા શિષ્યો મળી આજે, ગુણ મહાવીરના ગાય.અંતરમાં૦ ૫

---

## ૧૪ વિરાઆવસ્થા. ( ગઝલ. )

પ્રભુનું નામ પ્યારૂં છે, તમે લ્યો તો તમારૂં છે;
અને ત્યાં આપણું એ છે, પ્રભુનું નામ જે લે છે.
પ્રભુનું નામ બોલાશે, પછી ત્યાં આપણું થાશે;
અમારૂં ને તમારૂં એ, જુદા શબ્દો તુટી જાશે.
પ્રભુમાં ચિત્ત જો જાશે, સુખેથી ઐક્ય તો થાશે;
ગુણો એના બધા ગાશે, જીવન તેનું સફળ થાશે.
પ્રભુનાં ગીતડાં ગાશે, ભવાબ્ધિ તે તરી જાશે;
તમારા ને અમારામાં, તણાતા તે બચી જાશે.
પ્રભુના ગુણ જે ગાશે, પ્રભુમાં તે ભળી જાશે;
અહા ! એ દિવ્ય જ્યોતિમાં, લઘુ જ્યોતિ શમી જાશે.

તકીલ.

---

## ૧૫ કેળવણી—સવૈયા

આનંદ આનંદ આજ થયો છે, ભાગ્ય ઉદય ઉગ્યો છે ભાણ;
સકળ સંઘને નયણે નીરખી, આજ થયાં છીએ અમે ન્યાલ.
વંદન કરીયે વ્હાલ ધરીને, બંધુઓ આ બીરાજે;
કેળવણીમાં ખીલતા કમળો, નયણે નિહાળો આજે. ૧
ભાવ ધરીને બાળ ભણાવો, મનમાં રાખી મોટું માન;
ઉત્તમમાં ઉત્તમ એ ભાખ્યું, સિદ્ધાંતે સુ વિદ્યા દાન.

શાણા થઇને દીલમાં સમજો, તો સુધરશે સંઘ સમાજ;
કેળવણી આપો સહુકોને, એ અમારી છે ફરીયાદ. ૨
દુનિયાનાં સારાં સહુ કાર્યો, નિર્માણ નરને માટે;
ફરજ પ્રમાણે ફાલો આપો, કરજ કરેલું જે માથે,
અજ્ઞાન તિમિર ઘુસેલું અમમાં, કેળવણીથી દૂર કાઢી;
સ્નેહે સુણજો સહુ શ્રીમંતો, ફરજ તણી એ ફરી–યાદી. ૩
પ્યાર ધરીને પૂર્ણ પ્રેમથી, બાળકને જો કેળવશો;
વીર વાડીમાં નવા ગુલાબો, સ્હેજે સ્હેજે મેળવશો;
ઉત્તમ માળી આપ બનીને, ખીલાવો આ ફુલવાડી;
આ માટે નહિં અમને આપો, કેળવણી એ ફરીયાદી. ૪
કેળવણી આપો કન્યાને, ધાર્મિક ને વ્યવહારિક જ્ઞાન;
પુત્રી પત્ની માત બ્હેનોને, જગમાં પામે તે સન્માન;
અરજ અમારી ઉરમાં ધારી, ફરજ તમારી વિચારો;
વિનવે છે આ વીર બાળકો, સંઘ અમોને સુધારો. ૫

વિદ્યાર્થી રંગુન પાઠશાલા.

---

### ૧૬ પરીક્ષા વખતે બોલવાનું ગીત.

### રાગ-ગઝલ હરીગીત યુગ્મમ.

અમારા સૌ વડિલોને, કરી પ્રણામ પ્રીતથી;
ભણે છે બાળકો ભાવે, સુણો સૌ એક ચિત્તથી.
આજે પધારી આપ આભારી, બહુ અમને કર્યા;
હરગીજ એમ પધારવા, અમ ઉપરે કરજો દયા.
આ પાઠશાળાની સહુ ખીલતી કળી રૂપે અમે,
સહુ બાળને બનાવજો, ગુલાબનાં પુષ્પો તમે;

ધરો દિલ ધ્યાન આ અરજી, ભણાવો બાળને બાળા;
અમોને બાળકો સમજી, બતાવો ધર્મના ધારા. અમારા૦
શાસનરૂપી સુવાડીના માળી રૂપે તો આપ છો;
સમજો ફરજ સુહૃદયમાં, પુષ્પો તણાં તો બાપ છો;
ઉછેરવા આ કમળને, બંધાયેલા તો આપ છો,
નિહાળજો સુનજરથી, પુષ્પો તણાં તો બાપ છો.
બગીચો આ દીસે રૂડો, અમે ત્યાં ઉગતાં પુષ્પો;
નિયમમાં સિંચજો વારિ, બની માળી ભલા માળી અમારા૦
જો ભરી હશે ગુલાબમાં, ખુશબો ખરે કો' ખંતથી;
ફેલાવશે સુવાસ ચોગરદમ ઘણા ઉમંગથી;
એ નામના ને માન વીરનાં બાળ જ્યારે પામશે;
શાસન તણો વિજય અને ઉત્કર્ષ ત્યારે જામશે,
ધરો દિલ ધ્યાન આ અરજી, ભણાવો બાળને બાળા;
અમોને બાળકો સમજી, બતાવો ધર્મના ધારા. અમારા૦

**વિદ્યાર્થી રંગુન પાઠશાળા.**

---

## ૧૭ રાગ-ધનાશ્રી.

બાગ આ બગડી જાય, માળી વિના, બાગ આ બગડી જાય;
પાણીનું પોષણ નથી પુરૂં, કુસુમ બધાં કરમાય; માળી વિના૦ ૧
તાપ તણા અતિ તિવ્રપણાથી, સુંદીર વૃક્ષ સુકાય. માળી વિના૦ ૨
કોમળ કમળો તજી કોમળતા, દકરપણે દેખાય; માળી વિના૦ ૩
પક્ષી પાર વિનાના પ્રગટી, ફળને ફોલી ખાય. માળી વિના૦ ૪
રમણિક બાગમાં વગર રક્ષકે, ભક્ષકનો ભય થાય. માળી વિના૦ ૫

ગુચ્છ ગુલ્મને મંડપ માંહી, દુર્બળતા દેખાય. માળી વિના૦ ૬
જૈન સમાજી બાગ બગડતો, નયન થકી નિરખાય. માળી વિના૦ ૭
કેળવણી કરનાર ન કોઈ, વીરલા વીર જણાય; માળી વિના૦ ૮
શાંતશિષ્ય કહે અગ્રેસરોની, ઉંઘથી ઉંઘું મરાય. માળી વિના૦ ૯

---

## ૧૮ તેથી શું થયું ? ( ભૈરવી-ગઝલ. )

મોટાઈ મોટી મેળવી, મોટા ગણાયા વિશ્વમા;
મોટું ન મન રાખ્યું કદી, મોટા થયાથી શું થયું ?
નિજ ઘરનું ઠેકાણું નહિ, દેખાવ દે ગૃહસ્થાઇનો;
ફક્કડ થઇ અક્કડ ફરે, એ રોફ રાખ્યે શું થયું ?
ઉપરનો આડંબર કરી, વાણી વદે સાકર ખરી;
ભોળા ફસાવી કૈંકને, ઉજળા ફરેથી શું થયું
ભભકા ભર્યાં વસ્ત્રો સજ્યાં, નિજ આબરૂ ધુળ મેળવી;
માણી મજા મિત્રો સહિત, એ દંભ રાખ્યે શું થયું ?
લઇ લાડીને સાથે ફર્યા, ગાડી મહીં ખુબ ઠાઠથી;
માડી બિચારી વલવલે, એ ઠાઠ રાખ્યે શું થયું)
કૉલર લગાવી કોટમાં, નાકે ધર્યાં ચશ્મા વળી;
ફેશન તણી રીસીયારીમાં, મશગુલ રહેથી શું થયું ?
નાણું કમાયા નેહથી, પૈસા ઘણાએ મેળવ્યા;
દમડી ન દીધી દીનને, તો જર જમાવ્યે શું થયું ?
ગંગા અગર જમુના જળે, ન્હાયા ધરી મન હર્ષમાં;
મન મેલને ધોયો નહિ, તો સ્નાન કીધે શું થયું ?
ગાંજો તમાકુ ભાંગ, કે દારૂ પીને વ્યસની બન્યાં;

એક રામ રસ ચાખ્યો નહિ, તો વ્યસન કીધે શું થયું?
જીવિત પિતાની લાગણી, કિંચિત્ નહિ મનમાં ધરી;
મુઆ પછીથી શ્રાદ્ધ, કે તર્પણ કર્યાથી શું થયું?
પંડિત બની નિજ પુત્ર, કે પર પુત્રનેય પઠાવતા;
નિજ ભૂલનું નહિ મૂળ, તો પંડિત થયેથી શું થયું?
ગરજ સુધી સાથે રહે, મરતા અલગ થાતા પછી;
નિમકહરામી મનુષ્ય એવા, હોય નહિ તો શું થયું?

---

## ૧૯ કરો કરો કંઈક જીવને આદર્શને માટે "સુમન"

### કવાલી.

કરી વિકાસ બુદ્ધિનો, તિમિર અજ્ઞાનને ટાળી;
કરો નિકાસ વાણીનો, સદા ધો સૌખ્ય નિહાળી.
ભરો ભંડાર નીતિનો, સજો શૃંગાર શાંતિનો;
બનો ચાહક ચતુરાઇ, વખેડો વ્હેમ ભ્રાંતિનો.
હવા બ્રહ્મચર્યની લેવા, વસો કિલ્લા કરૂણાના;
પ્રભુતામાં થવા ભીના, તોડો તાળા બિરૂતાના?
તજો અહં ભાવની આંટી, જીવન તમ ઉચ્ચને માટે;
ન મારૂં કે ન તારૂં, કે નથી વાટે અને ઘાટે.
કટારી ક્રોધની કેડે, ધરી નવ હુકમો કરજો;
પરંતુ પ્રેમ સ્નેહેથી, સરવનાં ચિત્તડાં હરજો.
ભ્રકુટી માનની મૂકો, લીયો સમભાવથી સુખો;
સુખોનાં બીજ એ વાવો, નિહાળો નહિ અધર દુખો.
ક્રોધ સૌ માનને માયા, વળી બહુ લોભના જાયા;

ગુમાવી ગૌરવી કાયા, પછી નહિ પાર પસ્તાવા.
ઊમળકા અંતરે લાવો, ધરમની ઉન્નતિ માટે;
તરંગો શોખના છોડો, જીવન આદર્શને માટે.

**ગુલાબચંદ મુળચંદ બાવીસી.**

---

## ૨૦ પૂર્વજોના કાર્યો ક્યારે કરી દેખાડશો ?

### રાગ જીગરમેં શોચ રે ગાફિલ-ગઝલ.

અમૂલા ધર્મ પૂર્વજનાં, કરી દેખાડશો ક્યારે ?—ટેક૦
હતા પૂર્વે બહુ મોટાં, થયાં સૌથી હવે છોટા;
પડયાં જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ? અમૂલાં૦ ૧
કહો છો વીરનાં પુત્રો, સુણ્યાં છે તેમના સુત્રો;
સરવથી પાત્રતા પહેલી, કરી દેખાડશો ક્યારે ? અમૂલા૦ ૨
હતા દાનેશ્વરી શુરા, કરણુ અર્જુન સમ વીરા;
ફરીને એ બધા હીરા, કહો દેખાડશો ક્યારે ? અમૂલા૦ ૩
સરવના હિતને ચ્હાતા, હૃદયના નીરમાં ન્હાતા;
મહા ગુણવાન્ ને જ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે ? અમૂલા૦ ૪
અખંડિત ધૈર્ય ધરનારા, અવરના કષ્ટ હરનારા;
અમર કીર્તિને વરનારા, કહો દેખાડશો ક્યારે ? અમૂલા૦ ૫
કર્યાં જે તેમણે કામો, ઉઘાડયાં સ્વર્ગના ધામો;
તમે પણ એ સમા નામો, કરી દેખાડશો ક્યારે ? અમૂલા૦ ૬

**( મળેલું. )**

---

## ૨૧ વીરપુત્રોનું હૃદયગાન (કવ્વાલી ગઝલ)

અમે તો વીરના પુત્રો, અમારો ધર્મ ન્યારો છે;
અહિંસા ને પરમ શાંતિ, રૂડો હેતુ અમારો છે. અમે તો૦ ૧
અમારો જન્મ છે જગમાં, જગતના દુઃખ હરવાને;
ધરીને લક્ષ એ દિલમાં, વિજયના ઘોષ કરવાને. અમે તો૦ ૨
વિવેકી ને વિદ્યાશાળી, અચળવર ન્યાયને પાળી;
અમે બનશું હવે એવા, કરીશું ધર્મની સેવા. અમે તો૦ ૩
ઉત્તમ એવા સિદ્ધાંતોની, પ્રતિષ્ઠાને પ્રસારીશું.
જગતને ધર્મના વિષયે, વિવેકે કામ લાવીશું. અમે તો૦ ૪
અમારી જે દશા બુરી, સુધારીશું પ્રયાસે તે;
સહીને સંકટો માથે, રહી સન્મગની સાથે. અમે તો૦ ૫

પોપટલાલ છોટાલાલ શાહ.

---

## ૨૨ મુનિ વિહાર કરે તે વખતે દીલગીરી દરશાવવા વિષે.
### લલિત છંદ.

ગુણુ નીધી ગુરૂ આપ ચાલીયા, વિરહનાં મુનિ દુઃખ આલીયા;
જરૂર માહરાં કષ્ટ કાપજો, કરિ દયા મુનિ દર્શન આપજો, ૧
ગુણુ અપાર આ કેમ વીસરે, વિરહ નહિ હવે દિન નીસરે;
ચરણમાં સદા બાળ થાપજો, કરિ દયા મુનિ દર્શન આપજો. ૨
અધર અંતરે આજ મુકીયા, મરણુ ચાકરી સુઝીયું કીયા;
હૃદય આપનું જાણી ખાંપજો, કરિ દયા મુનિ દર્શન આપજો. ૩
અરર જીવ તો માહરા બળે, અરર દુઃખ એ કેમ તે ટળે;
ચરણુ ધારાએ શાંતિ સ્થાપજો, કરિ દયા મુનિ દર્શન આપજો, ૪

જઇ વિદેશમાં વેગ આવજો, શરીર શાંતિ તો મુનિ કા'વજો;
તુમ વિના નહિ ઓર જાપજો, કરિ દયા મુનિ દર્શન આપજો. ૫
અધમ જીવને આવી તારજો, ભવ અપારનાં દુઃખ વારજો;
સમત નાણુની છાપ છાપજો, કરિ દયા મુનિ દર્શન આપજો. ૬
અચળ તો મુનિ નામ પામજો, અરજ માહરી એજ શામજો;
ગીરધરો રૂષિ સુખ આપજો, કરિ દયા મુનિ દર્શન આપજો. ૭

---

## ૨૩ મહાવીર સ્તુતિ.

સદા સંસારમાં રહી, મહાવીરની ભક્તિ કરીયે,
જશી આધિ વ્યાધિ સર્વ, ભક્તિ રસ પાન કરીયે;
સાખી—મહાવીર ભજી લે પ્રાણીયા, નહિ જગતમાં સાર,
અંતે અવિચળ ધર્મ છે, ઉતારે ભવ પાર. સદા.

ક્ષુધા સ્યાદિ પાનથી એ, તિમ તૃષા ટાળી દઇએ;
ધરી ધ્યાન વીરનું શું ? પ્રભુત્વમાં લીન થઇએ.
સાખી—સ્વાર્થી સૌ સંસાર છે, કુટ કુટ આ સંસાર;
ભગીનિ ભ્રાતા સ્વાર્થી છે, માત પિતા ને દાર. સદા૦

ભજી શાંત પુત્ર ભાવે, જન્માવલી ટાળી દઇએ,
પ્રગટાવી આત્મ જ્યોતિ, કર્મ બાળી મુક્તિ વરીયે.
સાખી—વર્તમાનમાં વાર થઇ, સ્વયં જ્યોતિ પ્રગટાવ;
હોય મુમુક્ષુ જીવ તો, જન્મ મરણ અટકાવ. સદા૦

નૃસિંહ.

---

## ૨૪ પ્રભુ શું પુછશે ને શું નહિ પુછે તે વિષે.

### ભુજંગી છંદ.

તમે કેટલા બંગલાઓ બનાવ્યા, તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા;
ચલાવી તમે કેટલી ત્યાં દુકાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો. ૧
તમે કેટલી રોજ સીગારેટ ફુંકી, તમે કેટલી વાપરી ચ્હાય ભુકી;
તમે ચાવતાં કેટલાં રોજ પાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો. ૨
કઇ જાતના પ્હેરતાં બૂટ જોડા, કઇ જાતના રાખતા ગાડી ઘોડા;
હતા કેટલા દાસ ને ગાડીવાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો. ૩
તમે કેટલી બાઇ બાપા ભણ્યાં છો, બી.એ.એમ.એ.એમ.ડી.શું થયા છો;
તમોને મળ્યો ચાંદ સી. આઇ. ઇ.નો, પ્રભુ તે તમોને નથી પુછવાનો.૪
કઇ જાતના બાળતા ઘેર લેમ્પો, કઇ જાતની પ્હેરતાં બેસ્ટ કેપો;
બીજાને ઉમંગ કેવો હતો પ્હેરવાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો.૫
તમે કેટલાં વસ્ત્ર ભેગાં કર્યાં છે, કઇ જાતનાં અત્તરો વાપર્યાં છે;
તમે વાપર્યા પાન ગુલબદાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો. ૬
તમે કેટલાં નાટકો ખેલ જોયાં, તમે શર્તમાં કેટલાં દામ ખોયાં,
લીધો લ્હાવ શું શર્તમાં જીતવાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો.૭
કિનારે હવા સારૂં કયે ઠામ રહેતા, તમે રેલવેમાં કયો વર્ગ લેતા;
કરી કેટલી મીજબાની જમવાનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો.૮
પરિચય હતો કેટલી હોટલોનો, લીધો લ્હાવ કઇ જાતની બોટલોનો;
લવન્ડર અને સેન્ટની શીશીઓનો, પ્રભુ તે તમોને નથી પુછવાનો.૯
તમે કેટલું દીનને દાન દીધું, ગરીબો તણું શું તમે હિત કીધું;
કઇ અન્ન પોષ્યાં ભુખ્યા દીનજનોનો, પ્રભુ તે તમોને નક્કી પુછવાનો.૧૦

## ૨૫ જય—વિજય, રાગ ભૈરવી, દાદરો.

જય, વિજય, વિનય મૂળ ધર્મનો વિકાસજો, જય, ટેક.
જીવદયા પ્રધારનાર, ધરમ દિલ ઉતારનાર;
વીર પિતા તણા વચન, સુહૃદય ધારજો, જય૦
પ્રચંડ સૂર્ય જેમ સદા. બંધુઓ પ્રકાશી આદા;
ધર્મની ધ્વજા સુભારતે, પ્રસારજો. જય૦
વિધર્મિને સુધર્મે લાવી, શુભ સિદ્ધાંત દિલ દસાવી;
પ્રેમહીતે કરી મિથ્યા મતિ હઠાવજો. જય૦
ગીતા તણા સુશબ્દ સાર, નથી થતો પુરો સ્વીકાર;
વીર પુત્ર, વીર બંધુ, ભીરૂ નહિ થજો, જય૦
વિજય! વિજય! નહિ પુકારો, વિજય વાવટો ઉડાવો;
દેશ ને સ્વધર્મનું દારિદ્ર તોડજો, જય૦
જય ! વિજય ! જય ! વિજય !

(જૈનોદય-માસીક)

---

## ૨૬ દયામાં સ્વાર્થ છે તારો! ગઝલ.

ગરીબો આશરો લેવા, પ્રસારે હાથને જ્યારે;
અનાદર તેહનો થાયે, ત્હને ધિક્કાર છે ત્યારે. ૧
શરમથી ના શકે બોલી, જનો એવા દીઠા જ્યારે;
નજર ખેંચી ગયો ચાલ્યો, ત્હને ધિક્કાર છે ત્યારે. ૨
દુઃખી અબળા નિહાળીને, હૃદય ચિરાતું ભાળીને;
નહિ આશ્વાસનો આપ્યાં, ત્હને ધિક્કાર છે ત્યારે. ૩
નયનથી અશ્રુની ધારા, વહેતી જોઇ તું રહેતો;

ન લુછયું એક પણ અશ્રુ ત્હને ધિક્કાર છે ત્યારે. ૪
અવાચક પ્રાણીઓ લાખો, મનુષ્યો મારતાં નિત્યે;
બચાવા દિલ નહિ વાધ્યું, ત્હને ધિક્કાર છે ત્યારે. ૫
જગતની ઉન્નતિ અર્થે કીધો નહિ જ્ઞાન ફેલાવો,
રહ્યો મત પંથને લોભે, ત્હને ધિક્કાર છે ત્યારે. ૬
જગતના સેવકો મરતાં, મદદ વિણ તેહ અથડાતાં;
બની ના સ્હાય તારાથી, ત્હને ધિક્કાર છે ત્યારે. ૭
બિચારા જીવ એ ભોળા, ખરો તું સ્વાર્થના સગજો;
ઉપેક્ષા દાનની કરવે, પ્રભુનો માગ ના પીછયો. ૮
વિચારોને વચનથી બહુ, વળી દ્રવ્યે અને દેહે;
દયા કર તું, દયા કર તું, દયામાં સ્વાર્થ છે ત્હારો. ૯

**મુનિશ્રી છોટાલાલજી.**

---

## ૨૭ પશ્ચાત્તાપ. ગઝલ.

અરે, ધિક્કાર છે હુંને, બન્યો પાપી બન્યો પાપી,
પિતાના સ્નેહની આંખો, મહીં શળી અરે! આપી,
નરકનું ધૂળનાં ઢાવાં બદન પર લાખ સારૂં ખાક
છતાં ના આગ હોલાતી, બન્યો પાપી બન્યો પાપી,
પડ્યો કંગાળ હું મોં, નજરથી પાપને જોતો,
સળગતા નીચ ખાડામા, બન્યો પાપી, બન્યો પાપી,
પિતા આ પાપથી રક્ષો, શરણ માગું, દયા બક્ષો.
અરે, હું નીચ શું માગું, બન્યો પાપી, બન્યો પાપી,
છતાં માગું, પિતા માગું, સજા માગું, ક્ષમા માગું,
અને તે નૂરની ઝાંખી, પડેલો દાસ ના ત્યાગું!

**કાન્ત.**

## ૨૮ પ્રભાતનો પડઘો. ગઝલ.

પધારી પાપની ત્યાગી, પ્રભુજી, આજ જાગું છું;
ભમણા મોહની ભાંગી, ભરણુમાં સ્થાન માગું છું. ૧
પ્રવૃત્તિ માતનો પ્રેર્યો, જગતના ચેનમાં ઘેર્યો;
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું. ૨
વિષયના ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદ માતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું. ૩
વિસારી કર્મની ધારી, વધાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની ધારા, પડીને પાય માગું છું. ૪
હણ્યો બુરા વિચારોએ, ગ્રહાયો ષટ્ વિકારોએ;
જગતના વજ્ર તારો એ, જડાયો આજ જાગું છું. ૫
બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી પાય લાગું છું. ૬
ભરી કંઇ ગૂઢ મંત્રોને, રચી કર્તવ્ય તંત્રોને;
હૃદયના પ્રેમ યંત્રોને, સ્વીકારો એજ માગું છું. ૭
ભલો પૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગું છું. ૮

વસંત.

---

## ૨૯ સેવા ધર્મની ભાવના. (મંદાક્રાન્તા છંદ)

આવો મિત્રો પરહિત તણાં કામ આજે કરીશું,
દુઃખી જે જે નજરે પડતાં, દુઃખ તેનાં હરીશું;
શાંતિ દેવા જીગર બળથી, સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય વ્રણને, દુઃખના હેતુ ટાળી. ૧

આંસુડાં જે નયન ઝરતાં લુછીશું નિજ હસ્તે,
સીંચીશું ત્યાં પ્રણય જળની, વારિ ધારાજ પ્રીતે;
શોકે કુંજ્યું વદન નિરખી, શાન્તિ તેને દઈશું,
નિમિત્તે જે ઉદ્ભવ થયો, નાશ તેનો કરીશું. ૨
અજ્ઞાનીના તિમિર પટનો, ભંગ કરવા નિમિત્તે,
વિદ્યાનાં જે પ્રબળ કિરણો, ફેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહિણ જગે, ધીરીશું વીર્ય અંતે,
જેથી તેઓ ધૈર્યજ ધરીને, ચાલશે યોગ્ય પંથે. ૩
લોકો માંહે નિરખી અશુચિ, દ્વેષ તો ના ધરીશું,
દ્રષ્ટાંતેથી શીખવી શુચિતા, મેલ જલ્દી હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી, સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદય તો, આપશે સેવ ભારી,
સેવા સેવા અવનિ તળમાં ધર્મ બીજો ન જાણું,
સેવા સેવા રટન કરીને કાર્યમાં તેજ આણું;
સેવાનો છે વિકટ રસ્તો, તોય તેને ગ્રહીશું,
પ્રાણી સેવા કરી સુગુરના, માર્ગમાં વિચરીશું. ૫

મ. ન. દોશી બી. એ.

---

## ૩૦ પ્રભુભક્તિ. ગઝલ કવાલી.

પ્રભુ ભજ પ્રીતથી પ્રાણી, સમય સોના સમો જાણી,
સમય આવ્યો રખે ચૂકે, ન અંતે કાળ તો મૂકે. ૧
અરે જે જાયું તે જાશે, ફના આ ખેલ સા થાશે;
ન ગાફિલ યાર તું રહેજે, સજીને સાર તું લેજે. ૨

નથી શોભા હમેશાની, જુવાની છે ન રહેવાની.
જુવાની એ દિવાની છે, ખુવારીની નિશાની છે,
ગયા જોગી ગયા ભોગી, ગયા સાજા અને રોગી;
ગયા રાજા અને રંકા, ગયા સિદ્ધા અને બંકા,
કળી છે ફુલની ખીલી, ખીલી છે જ્યાં લગે લીલી;
પડી સો પાંખડી ઢીલી, થશે કરમાઇને વીલી.

સુ. છો૦

## ૩૧ ધર્મનો પ્રભાવ.

ક્ષમા ખડ્ગ ધરી હાથ, કરો વિજય ભાઇ—એ રાગ.

બનો સર્વ વીરપુત્ર વીર ધર્મ ધારી,
પ્રેમથી કરો પ્રભાવ, ધર્મનો સુધારી. બનો. એ ટેક.
ધર્મ માંહી ધીર બની, ધર્મ વીર થાઓ,
ધર્મ કીર્તિને પ્રસારી, ધર્મ ગીત ગાઓ. બનો. ૧
ધર્મ કલ્પવૃક્ષ રૂપ, વિશ્વ માંહી જાણો,
વાંછિતો કરે સંપૂર્ણ સર્વ એ પ્રમાણો. બનો. ૨
ધર્મથી મળે સુવંશ, ધર્મ જ્ઞાન આપે,
ધર્મથી અરોગ અંગ, ધર્મ કષ્ટ કાપે. બનો. ૩
ધર્મનો સુરંગ અંગ જે ધરે ઉમંગે,
અનંત શર્મ સંગતે ધરે સદા અભંગે. બનો. ૪
ધર્મ તાત ધર્મ માત, ધર્મ ગુરૂ સાચો,
ધર્મ વિના અન્ય બધો સ્નેહી વર્ગ કાચો. બનો. ૫
ધર્મથી અપાર જીવ સ્વર્ગ માંહી જામ્યા,
એક ધર્મ એક ધારી થઇ શિવે વિરામ્યા. બનો. ૬

(જૈન બાળ-ગરબાવળી.)

## ૩૨ અદ્‌ભુત પરાક્રમી સજ્જનો અને સન્નારીઓ વિષે.

### રાગ બીહાગ.

જુઓરે જુઓરે જૈનો કેવાં વ્રત ધારી,
કેવાં વ્રત ધારી, આગે થયાં નરનારી,— જુઓરે—ટેક.
જુઓ જુઓ જંબુ સ્વામી. બાળા વયે બોધ પામી;
તજ્યું રાજ રીદ્ધિ જેણે, તજી આઠ નારી.
તજી આઠ નારી, તેને વંદના અમારી. જુઓરે. ૧
ગજ સુકુમાર મુનિ, ધગે શિરપર ધુની;
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ના લગારી.
ડગ્યા ના લગારી, તેને વંદના અમારી. જુઓરરે. ૨
કોશ્યાના મંદિર મધ્ય, રહ્યા મુનિ સ્થુળીભદ્ર;
વેશ્યા સંગ વાસો તોએ, થયા ના વિકારી.
થયા ના વિકારી, તેને વંદના અમારી. જુઓરે. ૩
સતી તો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી;
નિશ્ચિત માટે કન્યા, રહી એ કુમારી.
રહી એ કુમારી, તેને વંદના અમારી. જુઓરે. ૪
જનક સુતા જે સીતા, વરસ તો બાર વીત્યાં;
ઘણું દુઃખ વેઠ્યું તોએ, રહ્યા ટેક ધારી,
રહ્યાં ટેક ધારી, તેને વંદના અમારી. જુઓરે. ૫
ધન્ય ધન્ય નર નારી, એવા દ્રઢ ટેક ધારી;
જીવિત સુધાર્યું જેણે. પામ્યાં ભવ પારી.
પામ્યાં ભવ પારી, તેને વંદના અમારી. જુઓરે. ૬

---

### ૩૩ અમુલ્ય તત્વ વિચાર. હરિગીત.

બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે, ભવચક્રનો આંટો નહીં એક ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો ?
લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો,
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું, એ નય ગ્રહો:
વધવાપણું સંસારનું નર દેહને હારી જવો,
એનો વિચાર નહીં અહોહો, એક પળ તમને હવો ???
નિર્દોષ સુખ નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે:
એ દિવ્ય શક્તિમાન જેથી, જંજિરેથી નીકળે ??
પર વસ્તુમાં નહીં મુંઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં.
હું કોણ છું ? ક્યાંથી થયો, શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?
કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરહરૂં !
એના વિચાર વિવેકપૂર્વક, શાંત ભાવે જો કર્યા
તો સર્વ આત્મિક જ્ઞાનનાં, સિદ્ધાંત તત્વો અનુભવ્યાં.
તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું,
નિર્દોષ નરનું કથન માનો 'તેહ' જેણે અનુભવ્યું;
રે ! આત્મ તારો ! આત્મ તારો ? શીઘ્ર એને ઓળખો;
સર્વાત્મમાં સમદ્રષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો.

શ્રીમદ્ રાજચંદ્ર

## ૩૯ જીવનનું સિંહાવલોકન. દોહરા.

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું ભાજન છું કરૂણાળ. ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ. ૨

નથી આજ્ઞા ગુરૂ દેવની, અચળ કરી ઉર માંહિ;
આપ તણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાંહિ. ૩

કેવળ કરૂણા મૂર્તિ છો, દીનબંધુ દીનાનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૪

અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂ સંતને, મુક્યું નહિ અભિમાન. ૫

સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યા અનેક;
પાર ન તેથી પામીયો, ઉગ્યો ન અંશ વિવેક. ૬

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય. ૭

પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્ગુરૂ પાય.
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય. ૮

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય.
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય. ૯

પડી પડી તુજ પદ પંકજે, ફરિ ફરિ માગું એજ.
સદગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ. ૧૦

## ૩૫ ચેત ચેત નર ચેત. દોહરા.

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧

જોર કરીને જીતવું, ખરેખરૂં રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨

ગાફલ રહીશ ગમાર તું, ફોગટ થઇશ ફજેત;
હવે જરૂર હુંશિયાર થઇ, ચેત ચેત નર ચેત. ૩

તન ધન તે તારા નથી; નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત. ૪

પ્રાણ જશે જ્યાં પીંડથી, પિંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫

રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત. ૬

રજકણ તારા રખડશે, જેમ રખડતી રેત;
પછી નર દેહ પામીશ ક્યાં, ચેત ચેત નર ચેત. ૭

માટે મનમાં સમજીને, વિચારીને કર વેંત;
ક્યાંથી આવ્યો, ક્યાં જવું, ચેત ચેત નર ચેત. ૮

કાળા કેશ મટી ગયા, સર્વ બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૯

શુભ શિખામણ સમજનો પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ મોજ છે, ચેત ચેત નર ચેત. ૧૦

## ૩૬ આદિનાથ સ્તવન.

નમીએ નમાવી શીર પ્રથમ જીણંદા,
પ્રથમ જીણંદા પ્યારા, પ્રથમ જીણંદા—નમીએ. ટે૦
અકળ કળા છે ત્હારી, પળે પળે ન્યારી ન્યારી;
ભવીજનને હીતકારી, આનંદકંદા— નમીએ. ૧
મંગળ સ્થળે, સ્થળે, કરો સુખ પળે પળે;
આપો અમર ફળ, મારૂદેવી નંદા— નમીએ. ૨
નાભિનંદન વા'લા, પ્રત્યક્ષ ઉજમાલા;
ક્ષમા દુઃખ ટાળ ટાળ, પુનમ ચંદા— નમીએ. ૩
ભજેલુ.

---

## ૩૭ આત્મોપદેશ. હરિગીત,

રે આત્મ ? ત્હારો વખત સારો, વેગે વીતી જાય છે,
તે ધ્યાનમાં ઉતાર તું પરતંત્રતા તેમ થાય છે;
નથી બાર રહેવો એ ઘડી એવી દશા તુજની થશે,
તેવા સમે પ્રભુ ભક્તિમાં, સદ્બુદ્ધિ શું તુજ આવશે,
કેવાં કરૂં કાર્યો અને કેવો બનું આ વિશ્વમાં,
કઇ રીતથી વખણાઉં ને કેમ યશ પામું સર્વમાં;
આવી અહોનિશ ધારણા તુજ અંતરે લાગી રહી,
હા ? હા ? જવું પણ શીઘ્રથી એ કેમ સમજ્યો તું નહીં.
વિલાસીનીના વિલસતાં વિલાસમાં બહુ હર્ષથી,
તાતા અને માતા વળી ભોજન કરે અતિ તર્ષથી;

સમુદ્ર પર્યંત આણને વર્તાવી જેઓ રાજતા,
જેને સુતા ત્રણ હાથની ભૂમિ વિષે હા ! હા ! થતા;
જાવું અને જોવું અને રોવું અરે આ માહરૂં,
માતા અને પિતા વળી પુત્રો વધુ ને સાસરૂં;
આવી સ્થિતિ સહુ લોકમાં ચારે દીસે વ્યાપી રહી,
પણ કોઇએ પ્રભુ પાદમાં આ જીગરને સોંપ્યું નહી.
શિશુપણું રમત કરી અજ્ઞાનમાં વિતાડીયું,
તારૂણ્ય તો તરૂણી તણા પ્રવાહમાં હા ! ગાળીયું;
વૃદ્ધપણું આવી રહ્યું, ચિંતા તણા ચોગાનમાં,
હા હા ગયું પુણ્ય પ્રાપ્ત ત્હારૂં, મનુષ્યપણું બે ભાનમાં.
પાંડુ થયા સહુ કેશ સુંદર, ભ્રષ્ટ થઇ દંતાવળી,
ચક્ષુ તણી ક્ષીણતા બની, અન્યેંદ્રિયો પણ ગઇ ગળી;
સહુ હાડ કંપે અંગનારે લાકડી લેવાઇ ગઇ,
તોયે અરે પ્રમદા તણા આનન વિષે દ્રષ્ટિ રહી.
હે ત્યજી છળ કપટ સઘળાં, મોહ માયાથી ભર્યાં,
તો તાપ ટળશે તાહરા, જે પાપથી જીવે કર્યાં;
બહુ આનંદ થશે અંતરે ને સુખ લ્હેરો ઉડશે;
સંપૂર્ણ ત્હારી સત્ત્વ સીમા હર્ષથી આવી જશે,

મુનિશ્રી હર્ષચંદ્રજી.

## ૩૮ ભક્તિ રસ. (ભુજંગી).

નમસ્તે નમસ્તે પ્રભુ સિદ્ધ નંદા,
નમસ્તે નમસ્તે પ્રભુ વિશ્વ વૃંદા;
નમસ્તે નમસ્તે પ્રભુ મુજ વીરા,
નમસ્તે નમસ્તે પ્રભુ ધર્મ શૂરા.
નમસ્તે નમસ્તે પ્રભુ નિર્વિકારી,
નમસ્તે નમસ્તે પ્રભુ કર્મ હારી;
નમસ્તે નમસ્તે ભવ દુઃખ હારી,
નમસ્તે નમસ્તે નમઃ ક્રોડવારી. !

નૃસિંહ.

દ્વિતીયવિભાગ સમાપ્ત.

# જૈનોદય સંગીત શ્રેણી.

## ભાગ ત્રીજો.

### જૈનશાળામાં ભણતા વિદ્યાર્થીઓએ પાળવાના નિયમો.

૧ જૈનશાળામાં હંમેશાં નિયમસર હાજરી આપવી.

૨ જૈનશાળાનો અભ્યાસ શુદ્ધિપૂર્વક યત્નાથી કરવો.

૩ જૈનશાળામાં અન્ય વિદ્યાર્થી બંધુઓ જોડે વિનયથી વર્તવું.

૪ જૈનશાળામાં તોફાન, ગડબડ, કે બે આદખી કરવી નહિ.

૫ જૈનશાળામાં શિક્ષક જે સામાન્ય નિયમો બતાવે તે માન પૂર્વક પાળવાં.

૬ શરીર અને કપડાં સ્વચ્છ રાખવા.

૭ જૈનશાળામાંથી રજા થયે મુનિમહારાજના દર્શન કરી ઘેર જવું.

૮ ખાસ કારણ સિવાય કોઇપણ વિદ્યાર્થીએ ગેરહાજર રહેવું નહિ.

૯ જૈનશાળાની બહાર જ્યાં ત્યાં ધર્મના શબ્દો બોલવા નહિ!

૧૦ જૈનશાળામાં ભણતાં વિદ્યાર્થીઓએ બીજાઓને જૈનશાળામાં લાવવા પ્રયાસ કરવો.
૧૧ જૈનશાળામાં ભણતા કોઇપણ વિદ્યાર્થીએ બીડી હોકો તમાકુ વિગેરે વ્યસન સેવવાં નહિ.
૧૨ જૈનશાળામાં ભણતા વિદ્યાર્થીઓએ જુગાર રમવું નહિં, અને સ્વજ્ઞાતિ તેમજ પરજ્ઞાતિમાં સંપની સડકે ચાલવું.

---

## આત્મબોધ અમુલ્ય વચનો.

૧ કોઇ પણ જીવની હિંસા કરવી નહિં.
૨ અસત્ય ભાષણ કરવું નહિં.
૩ કોઈ પણ પ્રકારની ચોરી કરવી નહિ.
૪ પરસ્ત્રી ગમન કરવું નહિ.
૫ જુગટું રમવું નહિ.
૬ કોઇ પણ પ્રકારનું વ્યસન સેવવું નહિં.
૭ દારૂ, માંસ, મધ અને માખણ અભક્ષ્ય છે માટે તે તજી દેવા.
૮ નીતિ ન્યાય અને પ્રમાણિકપણે વર્તવું.
૯ કુટુંબમાં સંપની સડકે ચાલવું.
૧૦ ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષ જેમ બને તેમ ઓછા કરવા.
૧૧ પારકાની નિંદા કરવી નહિ.
૧૨ કોઇને જુઠા ઉપદેશ દેવા નહિ.
૧૩ નીતિથી પેદા કરેલ એક પૈસો, તે અનીતિથી પેદા કરેલ એક મહોર કરતાં વધારે છે.

૧૪ સાચો સ્વાર્થ તેજ પરમાર્થ છે.
૧૫ દાન એ સર્વોત્તમ અને મોક્ષનું પહેલું પગથીઉં છે.
૧૬ મરતી વખતે ફક્ત પુણ્ય અને પાપ જ સાથે આવે છે.
૧૭ હરકોઇ દુઃખી માણસને જોઇ તેની તરફ કરૂણા દ્રષ્ટિથી નિહાળવું.
૧૮ ગરીબ માણસોનાં દુઃખ કાપવા તન, મન ધનથી બનતો પ્રયાસ કરવો.
૧૯ દુઃખ એ અશુભની શિક્ષા છે.
૨૦ સુખ એ શુભ કૃત્યનું ફળ છે.
૨૧ શુભ કૃત્ય કરવા તત્પર રહેવું.
૨૨ આજે સુકૃત્ય શું કીધું તેનો રાત્રે એકાંત વિચાર કરવો.
૨૩ સ્વધર્મોન્નતિ તે સ્વાત્મોન્નતિ છે.
૨૪ ઉચ્ચ જીવન એ પરમ ધર્મ છે.
૨૫ સ્વધર્મની સેવા કરવી તેજ સર્વોત્તમ કર્તવ્ય છે.

---

## સ્વધર્મોન્નતિ માટે શ્રીમંત અને કેળવાયલા ગૃહસ્થોએ કરવા લાયક કામો.

૧ યોગ્ય ક્ષેત્રમાં સાધુઓને શીખવા લાયક શાળાઓ સ્થાપવી, અને મુનિ મંડળને સંસ્કૃત, પ્રાકૃત તથા સૂત્ર અભ્યાસની સગવડ કરી આપવી, કેમકે સ્વધર્મના પ્રવર્તક અને રક્ષક મુનિઓજ છે. ધર્મની ઉન્નતિનો આધાર જ્ઞાનવાન અને બુદ્ધિમાન સાધુઓ ઉપરજ છે.

૨ પૂર્વના મહાન્ આચાર્યોએ પોતાના અપૂર્વ જ્ઞાનથી જનહિતાર્થે

મહા પ્રયાસે રચેલાં જુના ગ્રંથોનો જીર્ણોદ્ધાર કરવો.

૩ ઠેર ઠેર પુસ્તક ભંડારો સ્થાપવા, જેથી જીજ્ઞાસુ જનોને વાંચવાની સગવડો થાય અને મુનિઓ પુસ્તકો રાખવાના પરિગ્રહથી મુક્ત થાય.

૪ બાળકોનાં કોમળ હૃદયમાં ધર્મના બીજ રોપવા માટે, દરેક ક્ષેત્રમાં જૈનશાળા, અને જૈન કન્યાશાળા સ્થાપવી. અને ઉમ્મરલાયક જૈનોને ધર્મ જ્ઞાનનો અભ્યાસ કરવાની સગવડકરી આપવી.

૫ જૈનશાળા માટે ધોરણો બાંધવા, તેને યોગ્ય પુસ્તકો વિદ્વાનો પાસે તૈયાર કરાવવા.

૬ ઉપદેશક વર્ગ ઉત્પન્ન કરવો, અને સનાતન જૈન ધર્મની પવિત્રતા અને મહિમા નહિ જાણનારા લોકોને સમજાવવાના ઉપાયો યોજવા.

૭ જૈનજ્ઞાન પ્રસારકમંડળ તથા એવા બીજા જાહેર મંડળો સ્થાપવા અને તે મંડળો મારફત ધાર્મિક પુસ્તકો રચાવવા અને ગ્રંથ કારોને ઉત્તેજન આપવું.

૮ દુઃખી તથા નિરાધાર જૈનોને માટે, અનાથ બાળકોને માટે અને ગરીબ વિધવાઓને માટે મદદની ગોઠવણ કરવી.

૯ જ્યાં જ્યાં જીવહિંસા થતી હોય ત્યાં તે અટકાવવાને બનતો પ્રયત્ન કરવો.

૧૦ નુકસાન પહોંચાડનારા અને નિંદા કરાવનારા ધાર્મિક અને વ્યવહારિક રિવાજો જેવાં કે રાત્રિભોજન, વેશ્યાના નાચ, કંદમૂળના શાક, ફટાણા, આતસબાજી તથા નાતવરા, કન્યાવિક્રય, રડવા કુટવાના ચાલ ઇત્યાદિ બંધ કરવા.

૧૧ ઐક્યતા ને એખલાસ જેમ બને તેમ વધારવા.

## સોનેરી શિખામણો.

### અ

૧ ક્ષમા તે જ સદ્ગુણ છે.
૨ સદ્ગુણ તેજ શરીર શોભાવનાર સાચું ઘરેણું છે.
૩ સતત ઉદ્યોગ એ સદ્ગુણો સાચવી રાખવાની તિજોરી છે.
૪ સંપ સિવાયના સર્વસુખ વ્યર્થ છે.
૫ આળસ એ શરીરનો કટ્ટો દુશ્મન છે.
૬ કૃષિ તેજ મનવાંછિત ફળ આપનાર કિંમતી કલ્પવૃક્ષ છે
૭ ખંત અને ધીરજથી દરેક કાર્ય સિદ્ધ થાય છે,
૮ ધર્મનું મુળ વિનય છે.
૯ વિનય એ સત્કાર્યનું ભૂષણ છે.
૧૦ સત્કાર્ય એ 'શાશ્વત જીવન' ના બીજનો કણ છે.
૧૧ જીવનનો ખરો ઉદ્દેશ સેવા છે.
૧૨ સેવા એજ પરમ મંત્ર છે. એજ પરમ ધર્મ છે.

---

### બ

૧ કોઈ પણ શુભ કાર્યમાં વિલંબ કરવો નહિ.
૨ અન્યાય માર્ગથી દ્રવ્ય ઉપાર્જન કરવું નહિ.
૩ વિશ્વાસઘાત કરવો નહિ.
૪ વિકથા કરવી નહિ.
૫ વખત વ્યર્થ ગુમાવવો નહિ,
૬ નીચ માણસોની સાથે પ્રસંગ પાડવો નહિ.
૭ કૃપણનું મોં બોલાવવું નહિ.

૮ ગુણિજનોનો અવિનય કરવો નહિ.
૯ સાર્વજનિક તથા ધર્માદાના કાર્યમાં વિઘ્ન કરવું નહિ.
૧૦ સત્ય વસ્તુનો અનાદર કરવો નહિ.
૧૧ હિત વચનનો અનાદર કરવો નહિ.
૧૨ સજ્જનોનો અનાદર કરવો નહિ.
૧૩ કુધર્મનું સેવન કરવું નહિ.
૧૪ નીતિથી વેગળા થવું નહિ.
૧૫ કુગુરૂની ઉપાસના કરવી નહિ.
૧૬ કોઇની હાંસી મશ્કરી કરવી નહિ.
૧૭ દુર્જનની સોબત કરવી નહિં.
૧૮ અશુભ કર્મ કરવાં નહિ.
૧૯ મનુષ્ય ભવ વ્યર્થ ગુમાવવો નહિ.
૨૦ જાત મહેનત વિના જશ નહિ મળે,
૨૧ સ્વહિત ઇચ્છો તો પરહિત ચાહો.
૨૨ સત્સંગ વિના બુદ્ધિ દુર્લભજ છે.
૨૩ ખાવું તેનું ખોદવું નહિ,
૨૪ મોટામાં મોટું તીર્થ માબાપની સેવા છે.
૨૫ કોઈ ગરીબ માણસને જોઇ તેનો અનાદર કરવો નહિં. કેમકે કોઇ વેળા આપણી પણ એવી દશા આવે.
૨૬ તારાપર જે દ્વેષ કરે તેને તું ક્ષમા કર.
૨૭ નીરાંતથી કરેલું કામ ત્વરાથી થાય છે.
૨૮ પઠન કરવા કરતાં મનન કરવાં ભણી બહુ લક્ષ આપજો.
૨૯ મહાપુરૂષના આચરણ જોવા કરતાં તેનું અંતઃકરણ જોવું એ વધારે પરીક્ષા છે.

૩૦ મનને વશ કર્યું તેણે જગતને વશ કર્યું.
૩૧ પરિગ્રહની મુર્છા પાપનું મુળ છે.
૩૨ વીરના એક વાક્યને પણ સમજો.
૩૩ આત્માનો ધર્મ આત્મામાંજ છે.
૩૪ કોઇની આજીવિકા તોડશો નહિ.
૩૫ નીતિના બાંધાપર પગ મુકવો નહિં.
૩૬ મિથ્યાત્વને વિસર્જન કરવું.
૩૭ અવિનય કરવો નહિં.
૩૮ ખોટી પ્રશંસા કરવી નહિં.
૩૯ પ્રપંચ કરવો નહિં.
૪૦ કુટુંબ કલેશ કરવો નહિં.
૪૧ અપશબ્દ બોલવા નહિં.
૪૨ ગુપ્ત વાત પ્રસિદ્ધ કરવી નહિં.
૪૩ કોઇનો ઉપકાર ઓળવવો નહિં.
૪૪ જીવહિંસક વ્યાપાર કરવો નહિં.
૪૫ કેફી વસ્તુ પીવી નહિં.
૪૬ નિર્દય થવું નહિં.
૪૭ નાસ્તિક થવું નહિં.
૪૮ કોઇની થાપણ ઓળવવી નહિ.
૪૯ શક્તિ ઉપરાંત ખર્ચ કરવો નહિં.
૫૦ પવિત્રતાનું મુળ સદાચાર છે, એ ભુલવું નહિ.

क

૧ જુલમ કરી મેળવેલ નફો તે નફો નથી પણ જબરી નુકશાનીછે.

૨ દયાની મધુર લાગણી એજ ઉચ્ચ દશાની ખરી નીશાનિ છે.

૩ દુઃખીને દીલાસો આપજો પણ હીંમત છોડાવી ગભરાવશો નહીં.

૪ ચિંતવેલું કાર્ય પાર પાડયા વિના જ્યાં ત્યાં કહેશો નહિં.

૫ એક દિવસ અજાણ્યા મરવું છે, તે લક્ષમાં રાખશો.

૬ વિજયની મરજી હોય તો પહેલાં પ્રમાણિક બનો.

૭ કહેતાં આવડયું પણ તેમ કરતાં આવડયું ?

૮ અભયદાન એ પરમ નિર્ભયતાનું કારણ છે.

૯ સુખ એ આપણા ઉત્તમ પ્રયત્નની બક્ષીસ છે.

૧૦ અવિચારી કાર્ય એ પસ્તાવાનું કારણ છે.

૧૧ શ્રેયની ઇચ્છા હોય તો સદ્ ઉદ્યમી બનો,

૧૨ જીવન સફળ કરવુ હોય તો કર્તવ્ય પરાયણ બનો.

# વિદ્યાર્થીઓએ ભજવવા લાયક બોધિક સંવાદો.

## વિદ્યાવાન અને લક્ષ્મીવાનનો સંવાદ.

### વસંતતિલકા.

લક્ષ્મી— હું મોજશોખ માંહિ નિત્ય રહુંજ મગ્ન,
આશા બધી ગરીબ કેરી કરૂંજ ભગ્ન;
વાડીજ ગાડી વળી લાડીથી સુખ માનું,
વિદ્યા નકામી થકી શું હતું એ થવાનું ?

વિદ્યા— સદ્‌જ્ઞાનનાંજ વિષયો સમજાવવાનાં,
આનંદ માનું નિત્ય પુસ્તક વાંચવામાં;
વિદ્યા તણો કુસુમ ગુચ્છ સદાય સંગે,
શું તું ભલું કરી શકે તુંજ લક્ષ્મી રંગે ?

લક્ષ્મી— હું લક્ષ્મીથી પ્રતિદિને પુરમોદ માનું
ને નાટકો અવ નવા થકી સુખ પામું;
ટાઇટ ને ફક્કડ તે કપડે જવાનું,
તારા સમા મુરખથી શું હતું થવાનું ?

વિદ્યા— લક્ષ્મીથી યુક્ત કપડાં ધરવે થયું શું,
ને નાટયના ચિટક દર્શનથી વળ્યું શું,
આત્માનું સાર્થક શું તેં કર્યું આ પ્રસંગે,
શું તું ભલું કરી શકે તુંજ લક્ષ્મી રંગે ?

લક્ષ્મી— નિત્યે નવીન બુટ કોટજ પાટલૂન,
છાંડુ રૂમાલ ગણી આપર નહિ ન્યૂન;

આ જગતમાં જનની સાર્થક એજ માનું,
તારા સમા મુરખથી શું હતું થવાનું ?

વિદ્યા— બુટ કોટ પાટલુન અત્તરથી થયું શું,
સદ્‌જ્ઞાન પુસ્તક વિષે લીન હું રહું છું.
હું ભોગનું સુખ જ્ઞાન થકી ઉમંગે,
શું તું ભલું કરી શકે તુજ લક્ષ્મી રંગે ?

લક્ષ્મી— વિદ્યા નકામી પરખાવત કો'ન પાઇ,
સન્માન તો કદિ નહિ મળવાનું કાંઈ;
ભૂખા મરાય સહુનાં તહીં છે જવાનું,
તારા સમા મુરખથી શું હતું થવાનું ?

વિદ્યા— વિદ્યાથી પંડિત ઘણા બહુ માન પામ્યા,
જો હેમચંદ્ર સુરી પંડિત થઇ વિરામ્યા;
લક્ષ્મીથી તું હુંપદ શું ધર ખૂબ અંગે,
શું તું ભલું કરી શકે તુજ લક્ષ્મી રંગે ?

લક્ષ્મી— સોનાં વિષે નિત્ય કોડ જ નીજ ચક્ષુ,
ને લક્ષ્મીવાનજ ગણાય સદાય દક્ષ;
સોના વિષે સહુ ગુણો નિત્ય માનવાનું,
તારા સમા મુરખથી શું હતું થવાનું ?

વિદ્યા— ના રાગ રંગ સહુ આવત જ્યાં સ્મશાન,
જ્ઞાની પુજાય સઘળે સ્થળે સત્યમાન;
સાદો પરંતુ હું અધિક બધે પ્રસંગે,
શું તું ભલું કરી શકે તુજ લક્ષ્મી રંગે ?

મળેલું.

## (૨) અભણ અને સભણનો સંવાદ.

પાત્રો { ચંદુલાલ જેશીંગભાઇ.
જયંતીલાલ દલીચંદ.

### હરીગીત-ગઝલ-યુગ્મમ.

સભણુ—એદી અને અભાગી તું હવે, દૂર થા અહીંથી અરે.
એળે ગયો છે જન્મ તારો, ધ્યાનમાં તે તું ધરે;
અભણુ—બોલ તું વિચારીને, શું સમજે છે તું મુજને,
એળે ગયો છે જન્મ તારો, ધિક્કાર છે તો તુજને,
સભણુ—ગુસ્સો અરે તો બહુજ છે ગુસ્સો વળી તું નવ કરે;
વિદ્યા વિના શોભે નહિ, મોભે ચઢયો તું બહુ અરે,
અભણુ—તસ્કર અને તંતર વળી જુગાર વિદ્યા ત્રણ છે:
દારૂ વળી પીવા તણું મુજ એઇ તો વ્યસન છે.

### ગઝલ.

સભણુ—અરે ધિક્કાર છે તુને, પડયો અંધકારમાં જ્યારે;
દશા મુરખની લીધી, ભણ્યાથી સુખ છે ભારે.
અભણુ—ભણે તે ભીખ તો માગે, લખે તેને લેખણુ વાગે;
રમે નર જગતમાં કોઇ, ખરે તે રોટલા ખાયે.
સભણુ—બસ બંધ કર તુંજ બોલવું, મુજને જરા ગમતું નથી,
કીર્તિ વધે છે સભણુની, વિદ્યા તણા અતિ વ્હાલથી;
સુજ્ઞો તણી સભા વિષે, વખણાય છે સભણુ ખરે,
ધિક્‌ઃ ધિક્ક લોક કહેશે ત્હને, સંભાળશે પછી તું મને.

અભણ—સત્ય છે બન્ધુપ્યારે તુજ વાણીને વળી ધન્ય છે,
તારા સમા નર પંડિતોને જગતમાં અતિ ધન્ય છે;
ધિક્કાર આ જીવ્યું અરે, ધિક્કાર છે મુજ કામને,
ધિક્કાર મારા કુળને, ધિક્કાર છે મુજ નામને.
ઉમર થઈ મુજ આવડી, પણ હું રહ્યો મુરખ સહી,
જુગાર દારૂ ચોરીને કપટ મેં મુક્યું નહિ
અહો ? હે પ્રભુ, આ જગતમાં, આ જન જેવા લાડકા,
કામઠામ હોજો બહુ, નષ્ટ થજો આ બાળકા.

અભણ—શાબાશ છે બંધુ તને, સમજી ગયો તું સાનમાં;
જીવન સુધરશે તેહનું જે ધારશે આ ધ્યાનમાં.

---

## (૩) ગુરૂ અને શેઠનો સંવાદ.

ગુરૂ—અરે શેઠજી ! કાલ સવારે લાલબાગમાં મોટી જાહેર સભા ભરાવાની છે, જેની અંદર પધારવા માટે સર્વને હેન્ડબીલ દ્વારાએ આમંત્રણ આપેલ છે. ત્યાં મોક્ષની ગતિ કેમ પ્રાપ્ત થાય, તે વિષે વિવેચન થશે, માટે જરા ત્યાં પધારવા કૃપા કરશો.

શેઠ—હેન્ડબીલ તમારૂં બાળ્યું. તેમાં દેખાડયું મોક્ષપુરનું બારૂં;
હાલ કામમાં નથી નવરાશ, ગુરૂરાજ મારા ઘડપણમાં ગો-
વિંદ ગાઇશું. ૧

ગુરૂ—અરે શેઠજી ! તમારે બબ્બે તો દીકરાછે, છતાં સંસારની વ્યાધિ કેમ મુકતા નથી ?

શેઠ—મોટો છોકરો જુગારી થયો છે, નાનો છોકરોવિલાયત ગયોછે; એવો ધમરોળ ચાલી રહ્યો છે, ગુરૂરાજ૦ ૨

ગુરૂ—અરે શેઠજી ! તમારી તિજોરીની અંદર સાઠ લાખ રૂપિયા તો રોકડા પડેલા છે, માટે જરા સમજો.

શેઠ—સાઠ લાખની પુંજીને શું કરીયે, સાઠ અબજ તિજોરીમાં ભરીયે, ત્યારે કાંઈક શાંતિ દીલ ધરીયે, ગુરૂરાજ. ૩

ગુરૂ—અરે શેઠજી સાઠ લાખ રૂપિયા ઉપરાંત આ મુંબાઈ ઇલાકામાં રહી વધુ પ્રાપ્ત કરી શકશો નહિ, માટે શેખચલ્લીના મનસુબા મુકી દો.

શેઠ—યુરોપ આફ્રિકા સુધી વિચરશું, આસ્ટ્રેલીયાનું સોનું સંઘરશું; અમેરિકાની લક્ષ્મી અહીં ભરશું, ગુરૂરાજ. ૪

ગુરૂ—અરે શેઠજી ! તમારે ત્યાં સો દોઢસો તો માળા છે, પચાસ તો મીલ પ્રેસને જીન છે. જેના વ્યાજ ભાડામાં ખાઓ પીઓને મજા કરો, અને વધુ ન બને તો પરમાત્માના નામની એકાદ માળા ફેરવો.

શેઠ—હજી થાશું હજાર મીલવાળા, ઉપર બારસેં બાંધસુ માળા, ગુરૂ કોની ફેરવીએ માળા, ગુરૂરાજ૦ ૫

ગુરૂ—અરે શેઠજી ! તમારી સાઠ વર્ષની ઉમર થઈ, કાળા ટીટી ધોળા થયા, મોઢે કડચલી વળી ગઇ, ચાલતાં અંગ ધ્રુજેછે,

માટે જરા વિચારો; યાદ રાખજો કે મરતી વખતે કેડનો કંદોરો પણ લઈ લેશે.

શેઠ—સાઠ વર્ષની ઉમર છે અમારી, તે શું આંખે આવી છે તમારી
હજી લાવવી છે નૌતમ નારી, ગુરૂરાજ૦ ૬

ગુરૂ—અરે શેઠજી ! યાદ રાખજો કે તમારે તમારી કરણીનાફળ અવશ્ય ભોગવવાં પડશે. બિચારી નાજુક બાળાનો ભવ બગાડવા જેવું એક નિર્દય કામ, તમારા જેવા અક્કલના ઓથમીરોથીજ બને. જ્યારે કર્મ ઉદય આવશે ત્યારે રોતા પણ છુટકારો થશે નહિ.

જૈનસુબોધ ભક્તિમાળા.

---

## (૪) સમકિત રહસ્ય અને ધર્મભ્રષ્ટ ચીજોના અટકાવ વિષે સંવાદ.

( પાત્રો ચંદુલાલ, કુંદનલાલ )

ચંદુલાલ—ઓહ. મી. કુંદનલાલ, આજે તો આપ આનંદની અપૂર્વ લ્હેરમાં જણાઓ છો. આ કપડાનો ભભકો મારેલ છે. તો ઉતાવળા ઉતાવળા આમ કઈ તરફ પ્રયાણ કરો છો તે જણાવવા કૃપા કરશો ?

કુંદનલાલ—ભાઈ ચંદુલાલ, આજે કોલેજમાં રજા હોવાથી હું મહાલક્ષ્મી, અંબાજી વિગેરે સ્થળે દર્શન કરવા જાઉંછું. આપને આવવું તો સત્વર તૈયાર થાય ( Be ready)

ચંદુલાલ—વાહ! કુંદનલાલ, આપ મહાલક્ષ્મી અંબાજી વિગેરે સ્થળે દર્શન કરવા જવાની વાત કરો છો, પણ તે આપણા સર્વોત્તમ જૈન ધર્મને માન્ય નથી. આતો એક મિથ્યાત્વી ધર્મ છે.

કુંદનલાલ—Nonsense (નૉન્સન્સ) મિથ્યાત્વ એટલે શું?

ચંદુલાલ—કુદેવ, કુગુરૂ, અને કુધર્મને માનવા તેનું નામ મિથ્યાત્વછે. આપણામાં જે અઢાર પાપસ્થાનક કીધાં છે તેમાં એ છેલ્લું પાપસ્થાનક છે. વળી કહ્યું છે કે, "વાવણું કુદંસણું વઝણા" સમકિતથી પડયાંછે સમકિત પામ્યાં નથી તેને વર્જવા.

કુંદન—ભાઇ! ત્યારે આપણે કયો ધર્મ જરૂરનો છે?

ચંદુ—શુદ્ધ સમકિત રૂપી ધર્મ આપણે જરૂરનો છે.

કુંદન—Well સમકિત એટલે શું?

ચંદુ—દેવગુરૂ ધર્મની શુદ્ધ શ્રદ્ધા તેને સમકિત (સમ્યકત્વ) કહીયે.

કુંદન—ભાઈ, દેવ કોને કહીયે.

ચંદુ—રાગ દ્વેષ રહિત, ક્ષમા અને દયાના સાગર કૈવલ્યજ્ઞાન અને કૈવલ્ય દર્શનપણે પ્રવર્તતાં હોય તેને દેવ કહીયે.

કુંદન—ત્યારે ગુરૂ કોને કહીયે?

ચંદુ—પંચમહાવ્રતના પાળનાર, આત્મ કલ્યાણના માર્ગને યથાર્થ ઓળખનાર, તે રસ્તે વહન કરનાર અને આપણને વહન કરાવનાર હોય તેને ગુરૂ કહીયે.

કુંદન—ભાઇ ? હવે ધર્મ તે કોને કહીયે તે જણાવવા કૃપા કરશો ?

ચંદુ—ધર્મ એટલે દુર્ગતિમાં પડતાં જીવને ધરી રાખે ( અટકાવે ) તેને ધર્મ કહીયે. અને તે ધર્મનું મુખ્ય લક્ષણ "અહિંસા" છે. તો બન્ધુ, સમકિતનું યથાર્થ રહસ્ય સમજી સત્ય અને ન્યાયના રસ્તે ચાલી આત્માને પરમ શાંતિનો ભોગી બનાવવો તે જૈન ધર્મના અનુયાયીઓનું સર્વોત્તમ કર્તવ્ય છે.

કુંદન—થેન્ક યુ મી. કુંદનલાલ આપની શિખામણથી હું અત્યંત આનંદિત થયોછું અને આજથી હું મિથ્યાત્વી ધર્મનો ત્યાગ કરી શુદ્ધ સમકિત રૂપી ધર્મ અંગીકાર કરીશ.

ચંદુ—તમારી આવી દૃઢ પ્રતિજ્ઞાથી હું બહુ સંતોષ પામ્યો છું. વારૂ વિશેષમાં મારે તમને કાંઇક પુછવું છે. તો આપને ફુરસદ હોય તો જણાવવા કૃપા કરશો !

કુંદન—ઘણીજ ખુશીથી પુછો, હું મારી અલ્પમત્યાનુસાર ઉત્તર આપીશ ?

ચંદુ—ભાઈ, તમોએ આ કોટે શું પહેરેલું છે ?

કુંદન—બંધુ, એનો ઉત્તમ જર્મન બનાવટનો કોલર છે. અને તો કચકડાનો બને છે.

ચંદુ—વારૂ, કચકડો એ શું ચીજ છે અને તે શેનો બનાવવામાં આવેછે તે તમે જાણોછો ?

કુંદન—ના, ભાઇ. હું તે જાણતો નથી, આપ જણાવવા કૃપા કરશો !

ચંદુ—પ્રિય, શું કહું ! આજકાલ કચકડાનો ઉપયોગ ઘેર ઘેર થઇ ગયો છે. છત્રીના હાથા સીગારેટની ભુંગળીયો, કોલરો, કરડા,

વીટીઓ, બંગડીઓ, ઘડિયાળની સાંકળીઓ વિગેરે ઘણી ઘણી ચીજો કચકડાની બને છે. કચકડો ને લાખો અને કરોડો કાચબાઓને મારી તેનો રસ કાઢી તેના ઢાળા પાડે છે. જેની ઉપર જણાવ્યા પ્રમાણે જુદી જુદી ચીજો બનાવી આપણા દેશમાં મોકલે છે. અને આપણે તેનો ઘણાજ આનંદથી ઉપયોગ કરીયે છીયે.

કુંદન—અહાહા ? બન્ધુ, આપ આ શું બોલોછો. ખરેખર આવા કનકમારી ઉપજાવે તેવા હિંસક કામોને આપણેજ ઉત્તેજન આપીયે છીયે. બન્ધુ ! હવે હું ખરેખર સમજ્યો છું કે આજથી કચકડાની બનાવેલ કોઇ પણ ચીજનો ઉપયોગ નહીં કરૂં અને આપની સમક્ષ આ પહેરેલ કોલરનો ત્યાગ કરૂં છું.

ચંદુલાલ—શાબાશ બન્ધુ આવી તમારી અપૂર્વ સાર ગ્રાહી બુદ્ધિને હું ધન્યવાદ આપુંછું. વળી મારે કહેવું જોઇએ કે ધર્મ ભ્રષ્ટ ચીજો જેવી કે વિદેશી ખાંડ કચકડાનો ઉપયોગ, ચામડાના બુંટ વિગેરે ઘણીજ વસ્તુઓનો ઉપયોગ, થાયછે. જો તે ઉપયોગ આપણા સમાજમાંથી બંધ પડે તો ખરેખર આપણો સમાજ સાર્વજનિક પ્રશંસાપાત્ર બને.

કુંદન—આપણો સમાજ તે પ્રમાણે વર્તન કરવા પ્રયત્ન શીલ બનશે એવી આશા રાખુંછું.

ચંદુ—વારૂ ! જયજીનેંદ્ર,

કુંદન—જયજીનેંદ્ર ( કહી છુટા પડે છે.

# ( ૧ ) સત્સંગ.

સત્સંગ એ સર્વ સુખનું મુળ છે; સત્સંગ મળ્યો કે તેના પ્રભાવવડે વાંછિત સિદ્ધિ થઇ જ પડી છે; ગમે તેવા પવિત્ર થવાને માટે સત્સંગ શ્રેષ્ટ સાધન છે; સત્સંગની એક ઘડી જે લાભ દેછે તે કુસંગના એક કોટયાવધિ વર્ષ પણ લાભ ન દઇ શકતા, અધોગતિમય મહા પાપો કરાવે છે, તેમજ આત્માને મલીન કરે છે. સ. સત્સંગનો સામાન્ય અર્થ એટલો કે ઉત્તમનો સહવાસ જ્યાં સારી દવા નથી આવતી ત્યાં રોગની વૃદ્ધિ થાય છે; તેમ જ્યાં સત્સંગ નથી ત્યાં આત્મરોગ વધે છે. દુર્ગંધથી કંટાળીને જેમ નાકે વસ્ત્ર આડું દઇએ છીએ તેમ કુસંગથી સહવાસ બંધ કરવાનું અવશ્યનું છે. સંસાર એ પણ એક પ્રકારનો સંગ છે; અને તે અનંત કુસંગ રૂપ તેમજ દુઃખદાયક હોવાથી ત્યાગવા યોગ્ય છે, ગમે તે. જાતનો સહવાસ હોય પણ જે વડે આત્મ સિદ્ધિ નથી તે સત્સંગ નથી. આત્માને સત્ય રંગ ચડાવે તે સત્સંગ મોક્ષનો માર્ગ બતાવે તે મૈત્રિ ઉત્તમ શાસ્ત્રમાં નિરંતર એકાગ્ર રહેવું, તે પણ સત્સંગ છે; સત્પુરૂષોનો સમાગમ તે પણ સત્સંગ છે. મલીન વસ્ત્રને જેમ સાબુ તથા જળ સ્વચ્છ કરે છે; તેમ આત્માની મલીનતાને શાસ્ત્રબોધ અને સત્પુરૂષોનો સમાગમ, ટાળી શુદ્ધતા આપે છે.

જેનાથી હંમેશનો પરિચય રહી રાગ, રંગ, ગાન, તાન અને સ્વાદિષ્ટ ભોજન સેવાતાં હોય તે તમને ગમે તેવો પ્રિય હોય તો પણ નિશ્ચય માનજો કે તે સત્સંગ નથી, પણ કુસંગ છે. સત્સંગથી પ્રાપ્ત થયેલું એક વચન અમુલ્ય લાભ આપે છે. તત્વ જ્ઞાનીઓએ મુખ્ય બોધ એવો કર્યો છે કે સર્વ સંગ પરિત્યાગ કરી, અંતરમાં

રહેલા સર્વ વિકારથી પણ વિરક્ત રહી એકાંતનું સેવન કરો. તેમાં સત્સંગની સ્તુતિ આવી જાય છે. કેવળ એકાંત તે તો ધ્યાનમાં રહેવું કે યોગાભ્યાસમાં રહેવું એ છે, પરંતુ સમ સ્વભાવિનો સમાગમ જેમાંથી એકજ પ્રકારની વર્તનતાનો પ્રવાહ નીકળે છે, તે ભાવે એકજ રૂપ હોવાથી ઘણા માણસો છતાં; અને પરસ્પરનો સહવાસ છતાં તે એકાંત રૂપ જ છે; અને તેવી એકાંત માત્ર સંત સમાગમમાં રહી છે. કદાપિ કોઈ એમ વિચારશે કે વિષયીમંડળ મળે છે ત્યાં સમભાવ હોવાથી એકાંત કાં ન કહેવી? તેનું સમાધાન તત્કાળ છે કે તેઓ એક સ્વભાવિ હોતા નથી. પરસ્પર સ્વાર્થ બુદ્ધિ અને માયાનું અનુસંધાન હોય છે. અને જ્યાં એ બે કારણથી સમાગમ છે તે એક સ્વભાવિ કે નિર્દોષ હોતા નથી. નિર્દોષ અને સમ સ્વભાવિ સમાગમ તો પરસ્પરથી શાંત મુનીશ્વરોનો છે; તેમજ ધર્મ ધ્યાન પ્રસસ્ત અલ્પારંભી પુરૂષનો પણ કેટલેક અંશે છે. જ્યાં સ્વાર્થ અને માયા કપટ જ છે ત્યાં સમસ્વભાવતા નથી; અને તે સત્સંગ પણ નથી. સત્સંગથી જે સુખ, આનંદ મળે છે તે અતિ સ્તુતિ પાત્ર છે. જ્યાં શાસ્ત્રીના સુંદર પ્રશ્નો થાય, જ્યાં ઉત્તમ જ્ઞાન ધ્યાનની સુકથા થાય; જ્યાં સત્પુરૂષોનાં ચરિત્રપર વિચાર બંધાય, જ્યાં તત્વજ્ઞાનના તરંગની લહેરીઓ છૂટે, જ્યાં સરળ સ્વભાવથી સિદ્ધાંત વિચાર ચર્ચાય, જ્યાં મોક્ષજન્ય કથન પર પુષ્કળ વિવેચન થાય; એવો સત્સંગ તે મહા દુર્લભ છે. કોઇ એમ કહે કે સત્સંગ મંડળમાં કોઇ માયાવિ નહીં હોય?

તો તેનું સમાધાન આ છે. જ્યાં માયા અને સ્વાર્થ હોયછે ત્યાં સત્સંગજ હોતો નથી. રાજ હંસની સભાનો કાગ દેખાવે કદાપિ

ન કળાય તો અવશ્ય રાગે કળાશે; પણ તે અંધકારમાં જાય નહિ. તેમજ માયાવિયો સત્સંગમાં સ્વાર્થે જઇને શું કરે? ત્યાં પેટ ભર્યાની વાત તો હોય નહિ

બે ઘડી ત્યાં જઇ તે વિશ્રાંતિ લેતો હોય તો ભલે કે જેથી રંગ લાગે. અને રંગ લાગે નહીં તો બીજીવાર તેનું આગમન હોય નહીં. પૃથ્વિપર તરાય નહિં; તેમ સત્સંગથી બુડાય નહિં; આવી સત્સંગમાં ચમત્કૃતિ છે. નિરંતર એવા નિર્દોષ સમાગમમાં માયા લઇને આવે પણ કોણ? કોઇજ દુર્ભાગી; અને તે પણ અસંભવિત છે.

સત્સંગ એ આત્માનું પરમહિતસ્વી ઔષધછે.

મોક્ષમાળા.

---

## ( ૨ ) અહિંસા પરમોધર્મ.

આ જગતમાં વસેલાં સર્વ પ્રાણીઓના આત્મા સરખા છે, અને મરવાનો ભય અને જીવવાની આશા એ પણ સરખાં છે; તો શું દરેક પ્રાણીને પોતાનું જીવતર વહાલું નહિ હોય? અલબત, છે જ. તો શા માટે કોઇ પણ પ્રાણીની હિંસા કરવી જોઇએ? વળી હિંસા કરવાથી પાપ થાય છે. અને તેથી મુઆ પછી દુર્ગતિ પમાય છે, એટલું જ નહિ પણ આ લોકમાં પણ ઘણાં નુકશાનો ભોગવવા પડે છે. અહિંસા માટે વેદમાં પણ કહ્યું છે. કે:—

**अहिंसा परमो धर्म स्तथाऽहिंसा परोदमः ।**
**अहिंसा परमं दान महिंसा परमं तपः ॥**

અહિંસા એજ મોટો ધર્મ છે, એજ દમ છે, એજ મોટું દાન છે અને એજ મોટો તપ છે. જૈનસિદ્ધાંતમાં પણ કથનછે કે.

**एयं खुनाणिणो सारं, जंन हिंसई किंचण ।**
**अहिंसा समयं चेव, एत्तावत्तं वियाणिया ॥**

જ્ઞાની પુરૂષના જ્ઞાનનો સાર એ છે જે-કોઇ પણ જીવને દુભવો નહિ અને જીવદયા તેજ પ્રધાન એવું વિવેકવંત હોય તે જ જાણે. વળી ઉત્તરાધ્યયન સુત્રના ૧૮ મા અધ્યયનની ૧૧ મી ગાથામાં 'ગર્દભાળ' મહામુનિએ 'સંજતિ' રાજાને કહ્યું છે કેઃ—

**अभयं पत्थिवा तुज्झं अभयदाया भवाहिय ।**
**अणिच्चे जीव लोगंमि किं हिंसाए पसज्जसी ॥**

હે રાજા ! મારા તરફથી તને અભયદાન છે. જેમ હું તને અભયદાન દઉંછું તેમ તું પણ સર્વે પ્રાણીને અભયદાન દે આ ક્ષણી દુનિયામાં જન્મ પામીને હિંસારૂપ દુષ્કૃત્યથી શું કરવા તારા અમુલ્ય આત્માને જોખમમાં નાખવા તત્પર રહે છે? વળી ઇંગ્લીશ બાઇબલમાં પણ કહ્યું છે કે "Thou shalt not kill" તું કોઇ પણ પ્રાણીનો વધ કરીશ નહિ.

હિંસા નહિ કરવા વિષેના અનેક દાખલાઓ આપણે જોઇ ચુકીયે છીયે. માટે "**आत्मवत् सर्व भूतानि**" એ વાકય યાદ કરી હિંસાથી વિમુક્ત રહી દયા ગુણ સંપન્ન કરવો એજ ઉત્તમ છે. દરેક બાબતમાં દયાને પ્રથમ પદ આપવામાં આવ્યું છે. "**मूल ध-म्मस्सदया**" ધર્મનું મુળ દયા છે. સ્વર્ગ અને મોક્ષને સાધનારી

મુખ્યપણે દયાજ મનાઇ છે. દયાને માટે સત્યાદિ વ્રતનું પાલન છે. દયાના ઘણા ભેદ છે. સર્વ જીવોનું જે સ્વરૂપ જાણી શકે છે તે સ્વપર દયાનો અધિકારી બને છે. **पढमं नाणंत ओ दया, प्रथमं ज्ञानं ततोदया** પ્રથમ જ્ઞાન અને પશ્ચાત્ દયા સૂત્રોમાં પ્રતિપાદન કરી છે.

મનુષ્યો વગેરે જીવોનાં દુઃખો નિવારણ કરવા માટે પ્રથમ દયાની જરૂર છે. દયા વિના કોઇનું પણ ભલું કરી શકાતું નથી. કેટલાક દયા, દયા પોકારે છે, પણ દયાનું સત્ય સ્વરૂપ નહિં જાણવાને લીધે **सत्यदया**થી પરાઙ્મુખ રહેછે. દયાના પરિણામ વડે પ્રથમ પોતના હૃદયની શુદ્ધિ થાય છે, અને તેથી સર્વ જીવો પર દયાનો ભાવ પ્રસરે છે. સર્વ જીવોનો હું ઉદ્ધાર કરૂં, સર્વ જીવોને સુખ આપું, સર્વ જીવોનું યથાશક્તિ વડે દુઃખ ટાળું ઇત્યાદિ દયાના પરિણામથી આત્માની ઉચ્ચતા પ્રાપ્ત થાય છે. અને અન્ય જીવોને પણ ઉચ્ચ કરી શકાયછે. સર્વ પ્રકારના ધર્મોમાં દયા ધર્મ શ્રેષ્ઠ છે.

**अद्रोहः सर्व भूतेषु कर्मणा मनसा गीरा ।**
**अनुग्रहश्च दानंच सतां धर्मः सनातनः ॥**

મન વાણી તથા કર્મે કરી પ્રાણી માત્રનો દ્રોહ ન કરવો (ભુંડું ન ઇચ્છવું) દયા રાખવી તથા ઉપકાર કરવો એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે.

હિંસામાં માત્ર જીવ લેવો એટલેજ અર્થ નથી પણ કોઇને નુકસાન ન પહોંચાડવું એવો પણ તેમાં અર્થ રહ્યો છે આજકાલ આપણામાં બાળલગ્ન કન્યા વિક્રય, વૃદ્ધ વિવાહ, કજોડાં, રોવા કુટ-

વાના ઢાલ વિગેરે ઘણા કુરિવાજો પ્રચલિત છે જેને એક પ્રકારની હીંસા કહેવાય છે.

નાનપણમાં બાળકોને પરણાવવા એ ઘણોજ ખરાબ રિવાજ છે. બાલ્યાવસ્થામાંથીજ સંસાર ચક્રમાં બાળકોને નાખી દેવાથી તેઓ પોતાની ઉન્નતિ કરી શકતા નથી. અને પુખ્તવય થયા વગર તેઓ સંસારમાં પડતા વીર્ય વિહિન બની જાય છે. બાળકો જે વખતે ઉત્સાહી, બળવાન, ધૈર્યવાન, અને મજબુત શરીરનાં થવા જોઇએ, તેને બદલે તેઓ બાળલગ્નના પ્રતાપથી શિથિલ, રોગી, ઉત્સાહહિન અને નિર્બળ રહે છે. જેથી તેઓ જગતમાં કાંઇ પણ મહાન્ કાર્યને કરી શકતા નથી. આવી રીતે બાળલગ્ન કરાવનાર માબાપ પોતાના આધારે રહેલા બાળકોનો વિશ્વાસઘાત કરે છે એમ કહીયે તો કંઇ અતિશયોક્તિ નથી. વળી કન્યાવિક્રય પણ બહુ વધી ગયો છે. જ્યારે એક પોતાની પુત્રીને પોતાના લોભની ખાતર વધારેમાં વધારે કીંમત આપનારા બુઢાને અગર તો દુરાચરણીને ઘેર વેચે છે અગર ખોટી કુલીનતામાં તણાઈ મુર્ખ બાળકના હાથમાં સોંપે છે ત્યારે તે બીચારી દુઃખની સેકાઈ સકાઇને દેહ મુકે છે અગર આપઘાત કરે છે, અગર દુરાચરણ શીખે છે કે જેના પરિણામે ગર્ભ[illegible] અને બાળહત્યાના ત્રાસદાયક પાપ પણ તેને કરવા પડે છે અને ઘણા કાળના ફેગ ટાળવા મળેલો અમુલ્ય મનુષ્યભવ તે બીચારી હારી બેસે છે. **न कन्या या शुल्कम गृह्णियात्** અર્થાત્ કન્યાના પૈસા ન લેવા ઇત્યાદિ ઘણા શબ્દોથી ધર્મ પુસ્તકોમાં કન્યા વિક્રયનો નિષેધ કર્યો છે. વળી કજોડા કરવાથી પણ ઘણા માણસો રિબાય છે. દશ વર્ષની કન્યા અને સાઠ વર્ષનો વર દશ વર્ષનો વર

અને વીશ વર્ષની કન્યા આવા કજોડાથી થયેલાં લગ્નના સ્ત્રી પુરૂષો શું સુખ પામે એટલે કે કજોડાંવાળા સ્ત્રી પુરૂષોને દંપતિ સુખ સ્વપ્નેય મળતું નથી પણ અરસપરસમાં અણુરાગ થઇ હંમેશાં ટંટા બખેડાં થયાં કરે છે અને કેટલેક ઠેકાણે તો તેઓ આપઘાત કરી મૃત્યુ પામેલાં પણ સાંભળવામાં આવ્યાં છે. વળી કજોડાં થવાથી વ્યભિચાર થવાનો સંભવ છે. માટે કજોડાંવાળા લગ્નને જડમુળમાંથી જ નાબુદ કરવો શ્રેયસ્કર છે. વળી આપણામાં મરણ પાછળ ખૂબ રોવા કુટવાના દુષ્ટ રિવાજો બળવત્તર થયા છે. રોવા કુટવાથી શારીરિક સ્થિતિનો બિગાડ થઈ તરત વ્યાધિને વશ થવાય છે એટલું જ નહિ પણ કોઈ વખત મરણને શરણ પણ થવું પડે છે. વળી આર્ત અને રૌદ્ર ધ્યાન ધરવાથી દુર્ગતિમાં જવું પડે છે. માટે ઉપરોક્ત જણાવેલ બાળલગ્ન, કન્યા વિક્રય, વૃદ્ધ વિવાહ કજોડાં મરણ પાછળ રોવા કુટવાના ચાલ ઇત્યાદિ કુરિવાજોને એક પ્રકારની હિંસા માની તેથી વિમુક્ત રહી દયા સત્ય ન્યાય નીતિ વગેરે ઉત્તમ ગુણોથી વિભુષિત બની સ્વાત્માનું કલ્યાણ કરવું એજ આપણું સર્વોત્તમ કર્તવ્ય છે.

## માંસાહારના ગેરફાયદા.

(૧) માંસાહારથી ક્ષય, ગડગાળ, રક્તપિત્ત, વાનપિત, સંધીવા, અને પથરીનો રોગ થવાનો સંભવ છે. જે રોગો માંસાહારી લોકમાં વિશેષ જોવામાં આવેછે.

(૨) મરડો, અતિસાર, વાઇ, આંચકી અને અર્ધાંગ વાયુના રોગીઓ માંસાહાર છોડ્યા સિવાય કદિ પણ સારા થતા નથી.

(૩) કોલેરાના રોગીને માંસનું પાણી બહુજ નુકશાન કરેછે. તેમ તાવના રોગીને પણ માંસ ખોરાક સારો નથી. મંદવાડમાંથી મહા મુશીબતે ઉઠ્યો હોય તે માણસ જો પાછો માંસનો ઉપયોગ કરે તો ફરીવાર ટાઇફ તાવ આવેછે. અને ઘણા ભાગે તે મરણ પામેછે. માંસ ખાનારા માણસો ફુલી જાય છે. અને શક્તિ રહિત બનતાં મિજાજ ગરમ થાયછે.

(૪) કુકર (ભુંડ) નું માંસ ખાવાથી "વાંકડીયા કીરમ" શરીરમાં ઉત્પન્ન થાયછે. અને ભવિષ્યમાં તેનું મરણ થાયછે. ગાય બેલનું માંસ ખાનારને બોજાનો રોગ ઉત્પન્ન થાયછે. એવું ડૉકટર ટોલ સાહેબ જણાવેછે.

---

## ૩ સ્વધર્મ સેવા.

સ્વજન તણી સેવા કરે, સાચો સેવા ધર્મ;
સેવક સેવ્ય બને સહી, એજ ધર્મનો મર્મ.

દરેક મનુષ્યે પોતાના ધર્મની સેવા કરવા તન મન ધનથી પ્રયાસ કરવો તે તેનું મુખ્ય કર્તવ્ય છે. સેવાવડે પોતાના આત્માનો ઉદ્ધાર થઈ શકે છે. આપણને જે સર્વોત્તમ મનુષ્યજીવન અર્પણ કરવામાં આવ્યું છે તેનો ઉપયોગ નહિ કે ખાનપાન અને મોજ-

શોખમાં પણ પોતાના ધર્મનું અને સ્વધર્મી બંધુઓનું રક્ષણ કરવા માટે છે. ગીતામાં પણ કહ્યું છે કે **स्वल्प मप्यस्य धर्मस्य त्रायते महतो भयात्** અર્થાત્ જો આ નિષ્કામ (સેવા) ધર્મ થોડોપણ બજાવ્યો હોય તો બજાવનારને તે મહાન્ ભયમાંથી તારનારો થઇ પડે છે. સેવાધર્મની આ મહત્તા દરેક વ્યક્તિએ ખાસ સ્મરણમાં રાખવા યોગ્ય છે.

બંધુઓ, ધર્મસેવામાં તત્પર બનો ! કર્તવ્ય પરાયણ બનો,

તમારા ધર્મ માટે અભીમાની બની મગરૂરી રાખો કે શા માટે મારા ધર્મનો નાશ પડતી થવી જોઇયે ? મારા ધર્મની પડતી તે મારી પોતાની જ છે, એવા અનુગ્રહથી, (ખંતથી) ધર્મવૃત્તિ બની કદા ગ્રહને દૂર કરી સ્વધર્મની ખંતથી સેવા કરો. ફક્ત નિઃસ્વાર્થ વૃત્તિથી ફલ સિદ્ધિની યત્‌કિંચિત ઇચ્છા રાખ્યા વિના ગીતામાં કહ્યું છે તે પ્રમાણે **कर्मण्ये वाधिकारस्ते नाफलेषु कदाचन**-આવા આવા વાકયો પર મહાન્ કર્મવીર મહાત્માઓનાં વચનામૃતો અને પ્રચુર કરેલાં પદોને હ્રદય મંદીરમાં કોતરી હંમેશને માટે સ્મરણ કર્યાં કરો.

બંધુઓ ? ધર્મ સંબંધી ચર્ચાઓ અને વાદવિવાદો મુકી હવે સેવામાંજ જીવન વ્યતિત કરો. તમારા પોતાના ધર્મના તત્વો બહુ જ સારા છે. તે સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખો. જે સારા નથી લાગતા તેમાં તમે પોતેજ છો. તમે હ્રદય દુર્બળ છો, એટલે ખરૂં સ્વરૂપ નિહાળી શકતા નથી. જેમ કમળાવાળો વ્યક્તિ બીજાને પણ પીળો જ દેખે છે, તેજ પ્રમાણે તમારી સ્થિતિમાં થાય છે. વ્હાલાંઓ, તમે તમારા પોતાના ધર્મની ના લાયકી બતાવતા તમે તમારી

પોતાનીજ નાલાયકી બતાવો છો. તે તત્વોનો ઉંડો અભ્યાસ કરો અને તેનું ખરૂં રહસ્ય જાણી તે ઉપર સંપૂર્ણ વિચાર કરો. જો કોઇએ તમને ખોટાં સિદ્ધાંતો ઠસાવ્યા હોય તો તેઓને ધર્મને નામે ધતીંગ ઉઠાવનારા અને પેટ ભરનારા સમજજો.

બંધુઓ ! ધર્મસેવા બજાવતાં એટલું નિશ્ચય કરી રાખજો કે તમે પોતે સુસવાટાભેર જતા બીજાને દબાવી દેતા નહિ, તમારૂં પોતાનું રક્ષણ કરતાં બીજાનું ભક્ષણ ન થઇ જાય તે લક્ષમાં રાખજો. અથવા તો અમારો ધર્મ સાચો છે, ને બીજાનો ધર્મ ખોટો છે એમ કહી ખોટી દયા ખાઇ કોઇને ધર્મભ્રષ્ટ કરતા ના મોહિ-માંહેનો ક્લેશ જાવા દેજો. સર્વ ધર્મનું દ્રષ્ટિબિંદુ માત્ર એકજ છે અને તે મુક્તિ, મોક્ષ વારંવાર કહેવુંપડે છે કે લક્ષમાં રાખો, સાવધાન થાવ તેનું કારણ ફક્ત એકજ છે, અને જાગૃતિમાં પાછા ઉંઘી ન જાવ, આળસ મરડી આંખુ ચોળતા તમને કોઇ લાત મારી ન લઇ જાય. નિંદ્રા ત્યાગી દીર્ઘભર થાવ, સ્વસ્થ બનો, ને તમારી પોતાની ચોકી કરવાને તત્પર થાવ. તો પછી ક્યાંથી લુંટાવાનો ભયજ છે ? જ્યાં બધા જાગૃત, ત્યાં લુંટ ક્યાં ? બંધુઓ હવે જાગૃત થાઓ અને તમારા ધર્મને માટે કાંઇક ઝનુન રાખો.

ધર્મસેવા કેવા પ્રકારની ? પોતાના ધર્મને અનુસરનારા પોતાના ધર્મબંધુઓની દયા ખાવી, તે બંધુઓ તેનાં અવયવો જ છે. અને જો તેમાંનું એકપણ ગાત્ર શીથીલ થશે, તો તમે પોતેજ શિથિલ થયા સમજજો. તમારા ધર્મ બંધુઓને પોષો એટલે તમે ધર્મને પોષો જ છો. તમારા ધર્મબંધુઓ તિમિર અજ્ઞાન અવસ્થામાં રવડે રખડે અને ભટકાય. જ્યારે તમે જ્ઞાની બની અહંભાવના મદમાં મસ્તાઇ તણાઇ જાવ. તમારા બંધુઓ ઉપાર્જન શક્તિ ગોળ-

રત્નાના જ્ઞાનના અભાવે ભુખ મરામાં ભક્ષ થઈ જાય અને તમો વાડી, ગાડી અને લાડીના સુખમાં મ્હાલો ! તમારા બંધુઓને ભણવાને પૈસો પણ ન મળે તે શું ઓછું ? શું તમોને તમારા ધર્મ સંબંધી બીલકુલ લાગણી ઉત્પન્ન થતી નથી ? એ દશાની જરા તો દયા ખાવ, બંધુઓ !

> નથી વિદ્વતા વાપરી દેશ દાઝે,
> નથી વાપરી પાઇ જો લોક લાજે;
> નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
> વૃથા જન્મ ખોયો, કરી શી કમાણી.

જરા તો રહેમીયતની દૃષ્ટિ કરો. તમારી મીઠી નજર તમને બહુ આશ્વાસન આપશે. યાદ રાખજો કે તમારી સમૃદ્ધિ તમારા પોતાને વાસ્તે નથી પણ સર્વનો સરખો હક છે. તમે જેને અનુસાર છો એવા તમારા ધર્મનો અને તેની અંદર આવી જતા તેના અવયવ રૂપી દરેક ધર્મ બન્ધુઓનો થોડા ઘણા અંશે ભાગ રહેલો છે, તે નક્કી સમજજો.

બંધુઓ, આપણા તરફના બાઇઓ ઘણે સુરત બની ધર્મના અનેક કામો કરે છે, અને કરવા તત્પર થાય છે, તે જોઇ આપણે પણ તેવાજ ઉમંગથી કાર્યને પૂર્ણતામાં મુકવા પ્રયત્ન કરવો જોઇએ. અને ધર્મ ઉપરની પ્રીતિ કયે પ્રકારે વધે અને ધર્મની ઉન્નતિ કયે પ્રકારે થાય, તેવી યોજનાઓ શોધી સ્વધર્મની સેવા કરવા તત્પર થવું જોઇયે

બંધુઓ કહેવાનો ઉદ્દેશ માત્ર એ જ છે કે આપણા શરી-

રના ક્ષણિક સુખો ત્યાગી નિરાધાર તથા દરિદ્ર સ્વધર્મી બંધુઓને દાન આપવાની તથા ધાર્મિક સંસ્થાઓ સ્થાપી તે સંસ્થાઓને તન મન ધનથી સ્હાય આપવાની યોજનાઓ કરવી. આવી રીતે જ્યારે સ્વધર્મના દરિદ્ર બંધુઓની સ્થિતિ સુધરશે અને જ્યારે તેઓ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરશે ત્યારે આપણે સ્વધર્મને ઉન્નતિની ઉચ્ચ શિખરે નિહાળીશું, અને ત્યારેજ સ્વાત્માનું શ્રેય કરી મોક્ષ જેવા અનંત સુખનો આ સ્વાદ લઇશું ॐ શાંતિ=

**સેવા સેવા સેવા.**

---

## ૪ ધાર્મિક કેળવણી.

આધુનિક સમયમાં પ્રત્યેક મનુષ્ય પ્રાયઃ ધાર્મિક કેળવણીની અગત્યતા સ્વીકારે છે; એટલુંજ નહિ પણ તેને ઉત્તેજન આપવાને પોતાનાથી બનતો પ્રયાસ કરે છે. ધાર્મિક કેળવણી અંતવાન , ક્ષણિક અને અસ્થાયી જગતને છોડી આત્માને ઉચ્ચ દશા પ્રાપ્ત કરાવે છે, જેથી ધાર્મિક કેળવણીને શ્રેષ્ઠ ગણવામાં આવે છે. ધર્મની સંપૂર્ણ લાગણી માટે નીતિની પ્રથમ આવશ્યકતા છે, કેમકે તે વગર ધર્મના ખરા રહસ્યની કલ્પના ( imagination ) થઇ શકતી નથી. બાળકોના કોમળ હૃદયમાં નીતિના બીજ રોપવાને, ઉગતી પ્રજાને નીતિના રસ્તાપર દોરવાને, જૈન સમાજને સંસાર વ્યવહાર સુખરૂપ થવા માટે બાલ વયથીજ ધાર્મિક લાગણીના અંકુરો ઉત્પન્ન કરવાને ધામિક કેળવણીની જરૂર છે. ધર્મની ઉન્નતિ માટેના સંખ્યા-

બંધ માર્ગોમાં કેળવણીને પ્રથમ પદ આપવામાં આવે છે, આ કેળવણી ( education ) નામના અલૌકિક શબ્દ ઉપર સંપૂર્ણ વિચાર કરવાને અને તેને એક સર્વોત્તમ સ્વરૂપમાં આણવાને માટે પ્રથમ દરેક ઠેકાણે જૈનશાળાઓની જરૂર છે. જેથી જૈનબાળકો સ્વધર્મનું યથાર્થ રહસ્ય ઓળખી સત્ય, ન્યાય, નીતિ અને ધાર્મિક કર્તવ્યોથી વિભુષિત બની સ્વપરનું શ્રેય કરવાને ભાગ્યશાળી બને.

એટલું તો નિર્વિવાદ છે, કે બાળકોને લઘુ વયથીજ તેઓનાં કોમળ હૃદયમાં સારા સંસ્કારો પાડવાથી સ્વધર્મની લાગણી દ્રઢ થતી જાયછે, અને પરિણામે સ્વધર્મનું ઘણુંજ સારૂં જ્ઞાન થાય છે. સારા સંસ્કારો પાડવા તે ઉન્નતિના મજબુત પાયાનો પ્રારંભ છે.

હાલમાં ઘણે ઠેકાણે જૈનશાળાઓ સ્થપાયેલ જોવામાં આવે છે અને જેમાં સેંકડો જૈન બાળકો ધર્મનો લાભ લે છે, તે ખરેખર પ્રશંસનીય છે, અને વાસ્તવિક રીતે જોતાં તેનું પરિણામ પણ ઠીક આવ્યું છે, પરંતુ તેનું જે ખરેખરૂં પરિણામ આવવું જોઇએ તે દ્રસ્યમાન થતું નથી, તેનું મુખ્ય કારણ તો એજ છે કે જૈનશાળામાં બાળકો દાખલ થાય કે તરત જ તેને સામાયક પ્રતિક્રમણ વિગેરે શીખવવામાં આવે છે. સામાયક શું ? તેનો ખરો ખ્યાલ આપવા જેટલી તેની ઉંમર ભાગ્યેજ થઈ હોય તે પહેલાં એક અમુલ્ય સિદ્ધાંત તેના હાથમાં મુકવામાં આવે છે. આથી તેઓને ગોખણીયું અથવા તો પોપટીયું જ્ઞાન થાય છે અને તેથી તેનું ઉત્તમ રહસ્ય સમજી શકાતું નથી તેમજ તેની કશી છાપ કે અસર તેઓનાં મન પર ઠસતી નથી. શિક્ષણ કઈ પદ્ધતિથી અને ક્રમે ધોરણે આપવાથી શ્રમના પ્રમાણમાં બદલો મળે તેનો આપણે

લેશ પણ વિચાર કર્યો નથી. વળી જૈનધર્મ શું છે? જૈન કેવો હોવો જોઇયે! તેની રહેણી કહેણી કેવી હોય? વિગેરેના વિચારો બાળકોનાં હૃદયમાં મુકયા વિના એકદમ ઉન્નતિની અપેક્ષા રાખવી તે વ્યર્થ છે. માટે નીતિ રીતિનું શિક્ષણ એ શિક્ષણનું પ્રથમ પગથીયું છે.

સ્વધર્મનું શિક્ષણ પોતાના બાળકોને આપવાની ઉત્કંઠા જૈન મા બાપોને થવી જોઇએ તે સ્વાભાવિક છે. પણ ઘણા માબાપ ધર્મની ખરી ખુબીથી અજ્ઞાન હોય છે, અને જેઓ જ્ઞાન ધરાવતા હોય છે તેઓ પોતાના બાળકોને ધાર્મિક કેળવણી આપવાની અગર તો ધાર્મિકશાળાઓમાં મોકલવાની ક્વચિતજ કાળજી રાખેછે, પુત્રો પ્રત્યે પોતાની મોટી ફરજ અદા કરવામાં માબાપ પછાત પડે એ એ કેટલું અપ્રશંસનીય છે? ધર્મની ઉન્નતિ કયે પ્રકારે થાય અને કેળવણીની આવશ્યકતા કેવી રીતે જણાય તેવી યોજનાઓ શોધી જૈન મંડળની સેવા બજાવવા તત્પર થવું જોઇએ. વળી દરેક જૈન બંધુઓએ ધર્મ પ્રતિ પોતાની શી શી ફરજો છે તે લક્ષમાં રાખી કેળવણીનો પ્રચાર વધારવા તન મન ધનથી પ્રયત્ન કરવો એજ ઉત્તમ માનવજીવનની સાફલ્યતા છે.

---

## દોહરો.

પિંગળ પાઠ પઠન નથી, નથી માત્રાનું જ્ઞાન;<br>
તાલ બાલ જાણું નહિ, ગાન ઉપર બહુ ધ્યાન. ૧<br>
ભૂલચૂક ક્ષમા કરો, અગણિત તેમાં દોષ;<br>
રટી હૃદયમાં હર્ષથી, રાખો નહિ મન રોષ. ૨

વાંચો પણ વિવેકથી, મનમાં કરી વિચાર;
પઠન કરો પણ પ્રીતથી, સમજી તેનો સાર. ૩

પુસ્તક આ પ્રેમે રચ્યું, ધરી અતિશે વ્હાલ;
શાળા તણા સૌ બાળકો, સુધરવા તત્કાળ. ૪

જીવન કરજોડી કહે, ઉદય કરો સૌ ખાસ;
કર્તા પોતે માનશે, સફળ થયો પ્રયાસ. ૫

---

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःख भाग्भवेत् ॥

ॐ शान्तिः । शान्तिः । शान्तिः ।



# અગાઉથી ગ્રાહક થનાર મહાશયોનાં મુબારક નામો,

---

૩૫૦ વીરમગામ.

૧૦૧ શ્રીયુત્ માન્યવર શેઠ ટોકરશી છગનાલ હ. કાળીદાસ પીતાંમરભાઇ

૨૦ શા. શાંકળચંદ લાલચંદ હ. મોહનલાલભાઈ

૨૦ શા. ઝવેરભાઇ કુંવરજી

૧૧ શા. મણીલાલ રણછોડ

૧૦ શા. રાયચંદ લાડકચંદ

૧૦ શા. પરશુ[ુ]કીશોર હ. ત્રીભોવનદાસ

૧૦ ભાવસાર હરગોવન પરસોતમ

૫ મોદી જેઠાભાઇ કુંવરજી

૫ શંઘવી મગનલાલ જુરાભાઇ

૫ શા. મણીલાલ મોહનલાલ

૫ પારી વનજી કલ્યાણજી

૫ શા. નારણ નાનજી

૫ શા. અમુલખ નાગરદાસ-લીંબડી

૫ શા. પરસોતમ તળશી ખેરાળાવાળા

૫ શા. જેઠાલાલ ઓકારદાસ

૪ શા. ઉજમશી જીવરાજ

૪ કોઠારી ઓઘડ મગન

૪ શા. જીવણલાલ ગોવનજી

૩ શા. કેશવલાલ ઉમેદચંદ

૩ શા. પોપટલાલ નાનજી

૩ પારી હરીલાલ ભુદર

૨ શા. ડોસાભાઈ ગણજી

૨ શા. ડાયાભાઈ ઉકમશી

૨ શા. ભાઇલાલ છગનલાલ

૨ શા. કેશવજી પનજી

૨ શા. ભાઇલાલ તલકશી

૨ મણીયાર પરસોતમ સુંદરજી

૨ શા. કાળીદાસ ઘેલાભાઇ

૨ શા. ગુલાબચંદ સુરચંદ

૨ શા. ધનજી વીઠલ

૨ શા. મોહન ત્રીકમ

૨ શા. કેશવલાલ જેશંગભાઇ

૨ શેઠ ઘરમસી જગજીવન

૨ શા. સુખલાલ કચરાભાઇ

૫ દાક્તર તારાચંદ લાલચંદ
લીંબડીવાળા
૪ દવે અમૃતલાલ મગનલાલ
મેનેજર ધી બરોડા ઇન્ડસ્ટ્રી-
યલ ગ્લાસ વર્કસ
૨ શા. જીવણલાલ છગનલાલ
૨ શા. રતીલાલ મોહનલાલ
૨ ભાવસાર આશારામ મુલચંદ
૨ ભાવસાર પ્રેમચંદ લલુ
૨ ભાવસાર મફતલાલ મુળચંદ
૨ પા. મોહનલાલ વનમાળી
૨ ખત્રી નરશી રવજી
૨ ઠક્કર હંસરાજ અલીભાઇ
૧ શા. છોટાલાલ મોહનલાલ
વઢવાણવાળા
૧ શા. હરીચંદ ઓતમ
૧ ,, ટપુ કાળીદાસ
૧ ,, આશારામ છગનલાલ
૧ ,, શીવલાલ છગનલાલ
૧ ,, સારાભાઈ હુકમચંદ
૧ શેઠ વીરચંદ લલ્લુભાઇ
૧ શા. ખુશાલ ચતુર
૧ ,, ચતુર દેવચંદ
૧ ,, વનેચંદ હીરાચંદ

૨ શા. ભુદર હીરાચંદ
૨ શા. જગજીવન જેઠાલાલ
૨ શા. મનસુખ માણેકચંદ
૨ શા. રાયચંદ હેમચંદ
કોરેલાવાળા
૧ શેઠ માણેકચંદ ઓતમ
૧ દોશી હીરાચંદ હંસરાજ
૧ શા. જેમલ ઇશ્વર
૧ કપાશી મફતલાલ પરભુદાસ
૧ શંઘવી મોહનલાલ છગન-
લાલ લીંબડીવાળા
૧ શા. મોહનલાલ ગોવનજી
૧ શા. તલકશી અમરશી
૧ શા. શીવલાલ કુંવરજી
૧ ધી સુરત સ્વીટમાર્ટ બોરડી
બજાર
૧ રા. રા. મુસાભાઇ આમદ-
ભાઇ અમરેલીવાળા
૧ શા. મણીલાલ કીશોર
૧ શા. મગન કેશવજી
૧ સોમાણી સુખલાલ ઝવેરભાઈ
૧ શા. કસ્તુર મોહનલાલ
૧ ભાવસાર ભુદર રામજી
૧ ,, ગીરધર બેચર

૧ શા. શાંતિલાલ શીવલાલ
૧ ,, વરજલાલ નારણ
૧ વોરા સોમચંદ નાનજી
૧ શા ગુલાબચંદ બોધા
ગાળાવાળા
૧ ,, મોહન પરશોતમ
૧ ,, ફુલચંદ મોતી
૧ ,, રાયચંદ દલીચંદ
૧ ,, તળશી ફુલચંદ
૧ ,, હરજીવન ભગવાન
૧ ,, પીતાંબર બોલા
૧ ,, ગુલાબચંદ મુલચંદ
૧ ,, ઇશ્વર નથુભાઇ
૧ ,, વાડીલાલ જાદવજી
૧ ,, લખમીચંદ છગનલાલ
૧ ,, અમૃતલાલ પરસોતમ
૧ ,, સુંદરજી સોમચંદ
૧ ,, કાળીદાસ કશાળચંદ
૧ ,, લખમીચંદ બેચર
૧ ,, નરશી બેચર
૧ ,, બાયચંદ મોતી
૧ ,, મગન લખમીચંદ
૧ ,, ડાહ્યા ભુખણ

---

૩૫ વઢવાણ શહેર.

૧૦ શ્રી દરિયાપુરી નાથાભગવાન જૈનશાળાખાતે હ: શેક્રેટરી ચુનીલાલ લખમીચંદ
૪ શા. ચુનીલાલ લખમીચંદ સેક્રેટરી
૧ ,, જેઠાલાલ વેલશી
૧ મોદી છગનલાલ ત્રીકમજી
૧ શા કેશવજી વરધમાન
૧ સંઘવી તલકશી દેવચંદ
૧ શા. રતીલાલ બોલા
૧ ,, શીવલાલ રાયચંદ
૧ ,, શીવલાલ વરવા
૧ ,, માણેલાલ શીવલાલ
૧ ,, વાડીલાલ શીવલાલ
૧ ,, તારાચંદ કસ્તુર
૧ બાવસાર પનજી ગોપાળ
૧ સંઘવી પાનાચંદ છગનલાલ
૧ ગોપાણી ઠાકરશી હરખજી મોટીવાવડી
૧ ગોપાણી ગાંગજી લાડકા મોટી વાવડી
૨ શા. કસ્તુર હંસરાજ—માંડવી
૨ વોરા ચત્રભજ મગનલાલ

૧ શા. ડામાભાઈ જેઠાભાઈ
૧ ,, હરખચંદ ઠાકરશી
૧ ,, વરધમાન મોતીચંદ

---

## ૨૫ અમદાવાદ.

૧૧ માસ્તર ભોગીલાલ રતનચંદ પાટણવાળા
૫ ,, છકડલાલ મગનલાલ
૨ ,, છબાભાઇ મગનલાલ
૫ શા. માણેકલાલ અમૃતલાલ
૧ ભાવસાર છોટાલાલ અમથારામ
૧ ભાવસાર હરજીવન કુબેર

---

## ૧૭ લીંબડી.

પ્રિયમિત્ર હીંમતલાલ પુરસોતમ મારફત

૨ શા. સોમચંદ ચતુર
૧ શેઠ ચત્રભજ છગનલાલ
૧ શા. માણેકચંદ પીતાંમર
૧ ,, જેઠાલાલ લવજી
૧ ,, ધનજી ચત્રભજ.
૧ ,, છોટાલાલ વરજલાલ
૧ ,, ભાઇલાલ ડોશાભાઈ
૧ શેઠ મણીલાલ પ્રેમચંદ
૧ મણીઆર છબીલદાસ નાનચંદ
૧ શા. નાગરદાસ રામજી
૧ શેઠ જીવણ નગદી
૧ કોળી તળશી રામા
૧ શા. ગોવનજી મોતીચંદ કમાલપુર
૨ શા. માણેકચંદ દામોદર— ધોલેરા
૧ શ્રી અજરામર જૈનવિદ્યાશાળામાં કર્તા તરફથી ભેટ

---

## ૧૩ ચોર વડોદરા.

પ્રિયમિત્ર લહેરચંદ તલકચંદ મારફત

૫ શા. મહેતાભાઈ લાભચંદ
૨ ,, તલકચંદ મોહનલાલ
૨ ,, ચકરચંદ ઇચ્છાચંદ
૧ ,, ડુંગરચંદ વીઠલ
૧ ,, શીવલાલ ઉજમશી
૧ ,, ચીમનલાલ જમનાદાસ
૧ ગાંધી દેવચંદ ગીરધર

---

## ૧૦ પ્રાંતીજ.

૫ પરી જેચંદ નથુભાઇ પાઠ-
શાળા હ. માસ્તર ઝવેરચંદ
જેઠાતારામ.
૪ શા. ચુનીલાલ રણછોડ
૧ શા. ચંદુલાલ હીરાચંદ

---

### ૧૦ ઇયાવા

૧૦ શા. સાંકળચંદ ધનજીભાઇ

---

### ૮ દુધરેજ

૫ શીવલાલ ચત્રભુજ
૨ રાણાશ્રી મેરૂભા અભેરાજસીંહજી
૧ રબારી રતુ રૂપા

---

### [illegible] સરસપુર.

૧ ભાવસાર છગનલાલ શામળ-
દાસ-રંગ માસ્તર સરસપુર
મીલ
૧ ભાવસાર જીવાભાઈ ઘેલાભાઈ
૧ શા મુળચંદ ગટોરદાસ

---

### ૬ કલોલ

૫ શા. છગનલાલ હકમચંદ
૧ શા. ભભાભાઈ શામળદાસ

### ૧૦ મુંબઇ બંદર.

૧૦ શા. પ્રેમચંદ નંદલાલભાઈ
સેક્રેટરી સ્થાનકવાસી
જૈનધર્મ સભા મુંબઈ.
૧ કીર્તિલાલ અમૃતલાલ એન્ડ કું.
૧ ધી મૉરલ ડીફ્યુઝ એસોસી-
એશન હા. દામજી પીતાંબર
પ્રેસીડન્ટ.
૧ મેતા વાડીલાલ અમૃતલાલ
૧ મેતા માધવલાલ હરીલાલ
૧ મેતા પીતાંબર ઇશ્વરભાઇ
૧ મેતા છોટાલાલ તળશીભાઈ

---

### ૬ વવાણીયા.

૧ વોરા ખેચરભાઇ ડુંગરશી
૧ દેશાઈ વનેચંદ ગુલાબચંદ
૧ દેશાઈ અનોપચંદ રાયચંદ
૧ મેતા જટાશંકર અમુલખ
૧ મેતા પ્રાણજીવન જેચંદ
૧ દોશી પ્રાણજીવન જશરાજ

### ૬ ડોળીયા.

૧ ગો. નારણ સુંદરજી
૧ ગો. ત્રીભોવન ગોબર
૧ ગો. સોમચંદ પીતાંબર

૧ ઠા. જીવરાજ મેઘર
૧ ઠા. જુઠર વીરજી
૧ ઠા. નાગર માણેકચંદ

---

### ૧ પાલણપુર
મેતા ચીમનલાલ પીતાંબર મારફત

### ૫ રાજકોટ.
૨ પારી હરીલાલ મલુકચંદ
૧ શા. જેઠાલાલ ડાયા
૧ શા. ગંગારામ નેણશી
૧ પારી શીવલાલ કુંઆબાઇ

---

### ૫ પાળીયાપુરા
૧ શા. માણેકલાલ હેમચંદ
૧ ,, ફુલચંદ મોતી
૧ ,, જેઠાભાઇ ગીરધર
૧ બા. હરીલાલ ખીમચંદ
૧ ઘાંચી ભીખાભાઇ લાલદાસ

---

### ૫ લખતર.
૧ શા. છગનલાલ રવચંદ
૧ ,, મણીલાલ ત્રીભોવન
૧ ,, નાગરદાસ ઓઘડ
૧ ,, રાયચંદ ઠાકરશી
૧ ,, મગનલાલ ડામરશી

### ૪ ખેરાળી
૧ શા. ત્રીકમ અમરશી
૧ ઠકર નુરમામદ પીતાંબર
૧ ઠકર તલકશી વાલજી
૧ ઠકર છગન કાસમ

---

### ૫ લીમલી.
૫ શંઘવી હરખચંદ ઓઘડ

---

### ૪ વડોદરા.
૪ માસ્તર ગોરધન છોટાલાલ

---

### ૪ સઇજ.
૪ શા નાથાલાલ છગનલાલ

---

### ૪ વીસલપુર
૨ શા. માનચંદ બગતીદાસ
૨ શા. કાળીદાસ હેમચંદ

---

### ૪ સાપર
૧ શા. રાજપાળ દીપચંદ
૧ ,, મુલચંદ તલકશી
૧ ,, જીવણ મલુકચંદ
૧ ,, મણીલાલ ઠાકરશી

---

**૫ વઢવાણકાંપ**

૫ સંઘવી ઝુંઝાભાઇ માંગજી

**૨ ખડાલ.**

૨ શા. દેવચંદ શાંતિદાસ

---

**૩ આણંદ.**

૨ શા. નરશી ચુનીલાલ

૧ ઠકર ધરમશી નેણશી

---

**૩ ચોકા.**

૧ શા. રણછોડ પાનાચંદ

૧ શા. વાડીલાલ ઉજમશી

૧ દોશી લાલચંદ ઉજમસી

---

**૩ દેદાદરા.**

૧ ગોસળીયા વરજલાલ ફુલચંદ

૧ ગોસળીયા ભાયચંદ પીતાંમર

૧ દોશી વખતચંદ દેવચંદ

---

**૩ આગાણ.**

૧ મેતા રંગજી લખમીચંદ

૧ મેતા ઓઘડ કેશવજી

૧ શા. ચુનીલાલ સંઘજી

---

**૨ સડલા**

૨ શા. પોલા જીવણ

---

**૨ ઝેઝરા.**

૧ શા. શીવલાલ મલુકચંદ

૧ ,, મણીલાલ રતનશી

---

**૨ કમીજલા**

૧ શા. ગોરધન ગગલ

૧ ,, દેવશી ત્રીભોવન

---

**૨ ખેરવા.**

૨ શા. છોટાલાલ હરજીવન

---

**૨ ડુંગરોઠી.**

૨ શા. પોપટલાલ માણેકચંદ

---

**૨ ખોલડીયાદ.**

૧ શા. ખીમચંદ અમરશી

૧ શા. દેવજી મુળજી

---

**૨ કાવેઠા બર્‌રખા.**

૨ રાઠોડ પથુભાઈ હાજીભાઇ

કાવેઠા

## ૨ ખેરજ.

૧ શા. તલકશી ઓઘડ

૧ શા. નગીન શામળદાસ

## ૨ દસાડા.

૨ શા. છગનલાલ વીરચંદ.

---

## ૨ ધરમપુર.

૨ શા. રતીલાલ શીવલાલ

---

## ૨ દદુકા.

૧ શા. નરશી તરભોવન

૧ શા. નાગર હઠીસીંગ

---

## ૨ બોરડી.

૨ શા. વજરાજ મુલજી

## ૧ હીમતનગર.

૧ શા.વીરચંદ દેવશી,જલકાવાળી

---

## ૧ કડી.

૧ શા. મણીલાલ મનજી

---

## ૧ ઓલાળા.

૧ શા. મગન ઉજમશી

---

## ૧ અકરાણુ.

૧ શા. ઠાકરશી જીવરાજ

---

## ૧ આંગોદર.

૧ શા. ધનજી ચકુભાઇ

---

# જાહેર ખબર.

સુજ્ઞ જૈન બંધુઓને વિનંતિ કરવામાં આવે છે કે આ જૈનેંદ્ર સંગીત શ્રેણી નામનું પુસ્તક જેઓ સાહેબને મંગાવવા મન હોય તેમણે રોકડી કીમતે અમારી પાસેથી નીચેને શીરને મંગાવી લેશો.

આ પુસ્તક સમર્થ સ્વધર્મી બન્ધુઓએ સામટી નકલ ખરીદ કરી જૈનશાળા વિગેરેમાં ઇનામ આપવા લાયક છે. તો જેઓ સાહેબને વહેંચવા ઇચ્છા હોય તેમણે કીંમત સંબંધી પત્રે ખુલાસો કરવો.

નોટપેડ પત્ર લેવામાં આવશે નહિ.

હવે પછી થનારા ગ્રાહકોને જ્યાં સુધી આ આવૃત્તિની નકલો શિલિક હશે, ત્યાં સુધી આપવા ઉપરાંત વધારે ગ્રાહકોની હશે તો બીજી આવૃત્તિ બહાર પાડી તેમાં તેઓ સાહેબના મુબારકનામ અગાઉથી થયેલા ગ્રાહકો તરીકે પ્રસિદ્ધ કરીશું.

આશા છે કે ઉત્સાહી જૈનબંધુઓ ઉદાર મનથી ઉત્તેજન આપી ધાર્મિક બીજાં પુસ્તકો બહાર પાડવાના અમારા ઉમંગને સતેજ કરશો.

**વીરમગામ**<br>હરીયાપુરી જૈનપુસ્તકાલય.

લી: સેવક<br>**માસ્તર જીવણલાલ છગનલાલ શાંઘવી.**